# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| | પ્રસ્તાવના | ૪ |
| પ્રકરણ ૧. | મુસલમાન થવા માટે જ્ઞાનની આવશ્યકતા | ૬ |
| પ્રકરણ ૨. | મુસ્લિમ અને કાફિર વચ્ચે બુનિયાદી તફાવત | ૧૨ |
| પ્રકરણ ૩. | વિચારવાની વાતો | ૨૦ |
| પ્રકરણ ૪. | કલ્મએ તૈયિબહનો અર્થ | ૨૭ |
| પ્રકરણ ૫. | કલ્મએ તૈયિબહ અને કલ્મએ ખબીસા | ૩૫ |
| પ્રકરણ ૬. | કલ્મએ તૈયિબર પર ઈમાન લાવવાનો હેતુ | ૪૩ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

પ્રસ્તુત પુસ્તક 'ઈમાનની હકીકત' લેખકના મૂળ ખુત્બાઓ, જે પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયા હતા, તે 'ખુત્બાત' (ઉર્દૂ)ના પ્રથમ પ્રકરણનો અનુવાદ છે.

મૂળ પુસ્તકમાં ઈસ્લામી વિશ્વના એક મોટા આલિમ (વિદ્વાન) મૌલાના સૈયદ અબુલઆ'લા મૌદૂદી (રહ.)ના તે ખુત્બાઓ (પ્રવચનો)ને એકત્ર કરીને પ્રકાશિત કરવામાં આવ્યા છે, જે તેમણે ઇ.સ. ૧૯૩૮માં 'દારુલ ઈસ્લામ' પઠાનકોટ (પંજાબ)ની જુમ્આ મસ્જિદમાં અલ્પ શિક્ષિત સામાન્ય મુસલમાનો સમક્ષ આપ્યા હતા. આ ખુત્બાઓ એટલા સરળ અને પ્રભાવશાળી શૈલીમાં ઈસ્લામની પાયાની શિક્ષાઓને તેની સ્પિરિટ (રૂહ)ની સાથે પ્રસ્તુત કરવામાં આવ્યા છે કે તેને સાંભળીને અથવા વાંચીને અસંખ્ય લોકોના જીવન સુધરી ગયા અને તેઓ બૂરાઈઓ છોડવા અને સદ્કાર્યોને અપનાવવા પર મજબૂર થઈ ગયા. આ લોકોમાં મુસલમાનો પણ છે અને બિનમુસ્લિમો પણ.

આ ખુત્બાઓની આ જ ખૂબીઓને કારણે દુનિયાની અનેક ભાષાઓમાં તેના અનુવાદો મોટી સંખ્યામાં પ્રકાશિત કરવામાં આવ્યા છે અને તે બધા અત્યંત લોકપ્રિય થયા છે.

મૌલાના મૌદૂદીનું એક અન્ય લોકપ્રિય પુસ્તક 'દીનિયાત' (ગુજરાતી અનુવાદ 'ઈસ્લામ પરિચય')માં ઈસ્લામી આસ્થાઓનું વિગતવાર વર્ણન કરવામાં આવેલ છે અને ઈસ્લામની શરઈ (ધર્મશાસ્ત્રીય) વ્યવસ્થા વિશે પણ કેટલીક માહિતી ઉપલબ્ધ કરવામાં આવી છે, અને આ પુસ્તકમાં દીને-ઈસ્લામ (ઈસ્લામ ધર્મ)ની સ્પિરિટ અને ઈબાદતોનું વિગતવાર વર્ણન કરવામાં આવેલ છે.

ઈસ્લામને સાચી રીતે જાણવા માટે જરૂરી જ્ઞાન અને શિક્ષણ પ્રાપ્ત કરવાની ફરજચૂકના કારણે મુસલમાનોમાં વર્ષોથી બિનઈસ્લામી આચાર-વિચાર અને જીવન પદ્ધતિ રિવાજ પામતી ગઈ છે. જેના પરિણામે દેશબાંધવોમાં ઈસ્લામ અને મુસલમાનો વિષે ગેરસમજ ઊભી થવી સરળ અને સહજ બની ગયું છે. માટે ઈસ્લામની સાચી સમજ અને અર્થઘટનની જાણકારી મેળવવી મુસલમાનો માટે અત્યંત જરૂરી છે કે જેથી

તેઓ પોતાના અન્ય ભાઈઓને ઈસ્લામનો પરિચય આપી શકે. ઉક્ત બંને પુસ્તકોને મેળવીને વાંચ્યા પછી દીને-ઇસ્લામને સમજવું અને તે અનુસાર બરાબર અમલ કરવું પણ સરળ થઈ જાય છે. દીન ઉપર અમલ કરવાના પરિણામે માનવ અને માનવ-સમાજમાં એક મનોવાંછિત, રુચિકર અને હકારાત્મક પરિવર્તન જોવા મળશે અને લોકો દીનના લાભો અને બરકતોને પોતાની આંખોથી સ્વયં જોઈ શકશે.

અહીં એ વાત પણ બતાવી દેવી જરૂરી લેખાશે કે આ ખુત્બાઓ જે પરિસ્થિતિમાં આપવામાં આવ્યા હતા, તેમાં હવે ઘણું પરિવર્તન આવી ગયું છે, તેથી તેને વાંચતા સમયે તે સંજોગોને દૃષ્ટિ સમક્ષ રાખવા આવશ્યક છે.

મૂળ પુસ્તક 'ખુત્બાત' (ઉર્દૂ)ના અનુવાદનો આ પ્રથમ ભાગ 'ઈમાનની હકીકત' અને દ્વિતીય ભાગ 'ઇસ્લામની હકીકત'ના નામે સમયાંતરે પ્રસિદ્ધ થતા રહ્યા છે.

**ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત** છેલ્લા ત્રણ-ચાર દશકાઓથી ઈસ્લામી શિક્ષાઓ પર આધારિત પુસ્તકો તૈયાર કરવાની સેવામાં લાગેલ છે. આ પુસ્તકને આપ-સૌની સેવામાં પ્રસ્તુત કરવાનું સૌભાગ્ય મળ્યું, તે બદલ અલ્લાહનો આભાર વ્યક્ત કરીએ છીએ. આશા છે કે આ પુસ્તિકાના અભ્યાસથી ગુજરાતી ભાષી મુસલમાનો અને અન્ય દેશબંધુઓ પણ ઇસ્લામની બુનિયાદી આસ્થાઓ વિષે સારી રીતે સમજ કેળવી શકશે અને પોતાના જીવનની સુધારણા માટે મદદ અને પ્રેરણા મેળવી શકશે.

—: પ્રકાશક :—

**ઈસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત**

પ્રકરણ – ૧

# મુસલમાન થવા માટે જ્ઞાનની આવશ્યકતા

## અલ્લાહની સૌથી મોટી કૃપા :

મુસલમાન ભાઈઓ ! ઈસ્લામ અલ્લાહની સૌથી મોટી ને'મત છે એ વાત દરેક મુસલમાન હૃદયપૂર્વક માને છે. પ્રત્યેક મુસ્લિમ એ વાત બદલ અલ્લાહનો આભાર માને છે કે તેણે તેને હઝરત નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની ઉમ્મતમાં સામેલ કર્યો છે અને ઈસ્લામની દોલત આપી છે. ખુદા પણ કુર્આનમાં આ કૃપાને પોતાના બંદાઓ પર પોતાનું સૌથી મોટું ઈનામ દર્શાવે છે, જેમ કે કુર્આન કહે છે કે –

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَ اَتْمَمْتُ عَلَيْكُمْ
نِعْمَتِيْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا ؕ

"આજે મેં તમારો દીન તમારા માટે મુકમ્મલ (સંપૂર્ણ) કરી દીધો અને તમારા પર મારી ને'મતો પૂરી કરી દીધી અને તમારા માટે દીને ઈસ્લામ પસંદ કર્યો."

(કુર્આન, ૫ : ૩)

## ઉપકારનો તકાદો :

અલ્લાહના આ ઉપકારનો બદલો વાળવો એ આપની ફરજ છે, કેમ કે જે શખ્સ કોઈના ઉપકારોનો બદલો નથી વાળતો તે અપકારી લેખાય છે અને મનુષ્ય પોતાના સર્જનહાર અને પાલનહારનો ઉપકાર ભૂલી જાય એ ઘણો ખરાબ અપકાર છે. હવે તમે પૂછશો કે અલ્લાહના ઉપકારનો બદલો કેવી રીતે વાળી શકાય ? હું કહીશ કે અલ્લાહે તમને ઉમ્મતે મુહમ્મદીમાં સામેલ કર્યા છે, તો તે ઉપકારનું આભારદર્શન એ રીતે જ થઈ

શકે કે તમે મુહમ્મદ સલ્લ.ના સંપૂર્ણ અનુયાયી બનો. તેનો હક ત્યારે જ અદા થઈ શકે જ્યારે તમે પૂરા મુસલમાન બનો. આ સિવાય અલ્લાહના આ મહાન ઉપકારનો બદલો અન્ય કોઈ રીતે વાળી શકાય નહીં, પણ જો તમે આ પ્રકારનો બદલો નહીં વાળો તો યાદ રાખો કે જેટલી મહાન તેની બક્ષિસ છે તેટલી જ મહાન તેની એહસાનફરામોશી માટેની સજા પણ છે. ખુદા આપણા સૌને સજાથી બચાવે. આમીન.

## મુસલમાન બનવા માટે પ્રથમ પગલું :

હવે સવાલ એ છે કે માણસ પૂરો મુસલમાન કેવી રીતે બની શકે છે ? આનો જવાબ વિસ્તૃત ચર્ચા માગે છે. હવે પછીના ખુત્બાઓમાં એનો એક ભાગ વિગતવાર બયાન કરતો રહીશ. આજે તમારી સામે એ વસ્તુ રજૂ કરૂં છું, જે મુસલમાન બનવા માટે સૌથી પહેલી વસ્તુ છે અને જેને આ માર્ગનું સૌથી પહેલું ડગલું સમજવું જોઈએ.

## શું મુસલમાન વંશનું નામ છે ?

વિચારો કે 'મુસલમાન' શબ્દ જે તમે વારંવાર ઉચ્ચારો છો તેનો અર્થ શું છે ? માણસ પોતાની માના પેટમાંથી 'ઈસ્લામ' સાથે લઈને આવે છે ? શું એક શખ્સ એ કારણે મુસલમાન હોય છે કે તે મુસલમાનનો પુત્ર અને મુસલમાનનો પૌત્ર છે ? શું મુસલમાન પણ એવી જ રીતે મુસલમાન જન્મે છે જેવી રીતે એક બ્રાહ્મણનો પુત્ર બ્રાહ્મણ જન્મે છે, એક રાજપૂત જન્મે છે અને શુદ્રનો પુત્ર શુદ્ર જન્મે છે ? શું મુસલમાન કોઈ વંશ, વર્ગ અથવા કુટુંબનું નામ છે, જેવી રીતે એક અંગ્રેજ અંગ્રેજ કોમમાં પેદા થવાના કારણે અંગ્રેજ હોય છે, અને એક જાટ જાટ કોમમાં પેદા થવાના કારણે જાટ હોય છે ? એવી જ રીતે શું એક મુસલમાન માત્ર એ જ કારણે મુસલમાન હોય છે કે તે મુસલમાન નામની કોમમાં પેદા થયો છે ? આ સવાલોનો જવાબ તમે એ જ આપશો કે ના સાહેબ, મુસલમાન એને નથી કહેતા. મુસલમાન જન્મતો નથી, પણ ઈસ્લામ લાવવાથી બને છે અને ઈસ્લામનો ત્યાગ કરતાં જ માણસ મુસલમાન નથી રહેતો. એક શખ્સ બ્રાહ્મણ હોય કે રાજપૂત, અંગ્રેજ હોય કે જાટ, પંજાબી હોય કે હબ્શી 'ઈસ્લામ' કબૂલ કરી લે, તો જ તે મુસલમાનોના સમૂહમાં સામેલ થઈ જાય છે અને એક બીજો શખ્સ જે મુસલમાનના ઘરે જન્મે, પણ ઈસ્લામનું પાલન છોડી દે, તો તે મુસલમાનોની જમાઅતમાંથી નીકળી જશે, પછી તે સૈયદનો પુત્ર હોય કે પઠાણનો.

કેમ, એ જ જવાબ આપશોને તમે, ભાઈઓ ? હવે તમારા જ જવાબથી એ વાત પુરવાર થઈ ગઈ કે તમને ખુદાની આ સૌથી મોટી ને'મત અર્થાત્ 'મુસલમાન'

હોવાની ને'મત મળી છે, તે કોઈ જન્મજાત વસ્તુ નથી કે મા-બાપ તરફથી વારસામાં તમને આપમેળે મળી જાય અને સ્વમેળે જીવનભર આપની સાથે રહે – આપ એની પરવા કરો કે ના કરો – આ તો એવી ને'મત છે, જેને મેળવવા માટે તમારે જાતે પ્રયત્ન કરવો જરૂરી છે. જો તમે પ્રયત્ન કરો તો તે તમને મળી શકે છે અને જો તમે તેની પરવા ન કરો તો તમારી પાસેથી ખૂંચવાઈ પણ જઈ શકે છે, અલ્લાહની પનાહ.

## ઇસ્લામ લાવવાનો અર્થ :

હવે આગળ વધો. તમે કહો છો કે 'ઇસ્લામ' લાવવાથી મનુષ્ય મુસલમાન બને છે, ત્યારે સવાલ એ થાય છે કે ઇસ્લામ લાવવાનો અર્થ શું છે? શું ઇસ્લામ લાવવાનો અર્થ એ છે કે માણસ માત્ર જીભથી કહી દે કે હું મુસલમાન છું અથવા મુસલમાન બની ગયો છું, તો તે મુસલમાન છે? શું ઇસ્લામ લાવવાનો એ અર્થ છે કે એક બ્રાહ્મણ પૂજારી વગર સમજ્યે સંસ્કૃતના અમુક મંત્રો ભણી લે છે, તેવી રીતે એક માણસ અરબીના અમુક વાક્યો સમજ્યા વિના મોઢે ઉચ્ચારી લે તો બસ તે મુસલમાન થઈ ગયો? તમે જ બતાવો કે આ સવાલોના જવાબ ખુદ તમે શું આપશો? તમે એ જ કહેશો ને કે ઇસ્લામ લાવવાનો અર્થ એ નથી, બલ્કે એ છે કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે જે શિક્ષણ આપ્યું છે, તેને સમજીને દિલથી અપનાવવામાં આવે અને તે પ્રમાણે અમલ કરવાનો પ્રયત્ન કરવામાં આવે. જે આમ કરે તે મુસલમાન છે અને જે આમ ન કરે તે મુસલમાન નથી.

## પહેલી જરૂરત – ઇલ્મ (જ્ઞાન) :

આ જવાબથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે ઇસ્લામ પહેલાં ઇલ્મ (જ્ઞાન)નું અને પછી અમલ (કાર્ય)નું નામ છે. એક માણસ જ્ઞાન વગર બ્રાહ્મણ હોઈ શકે છે, કેમ કે તે બ્રાહ્મણના ઘરે જન્મ્યો છે અને બ્રાહ્મણ જ રહેશે. એક માણસ જ્ઞાન વગર જાટ હોઈ શકે છે, કેમ કે તે જાટ જન્મ્યો છે અને જાટ જ રહેશે. પરંતુ એક માણસ જ્ઞાન વગર મુસલમાન હોઈ શકે નહિ, કેમ કે મુસલમાન જન્મથી મુસલમાન નથી થતો, પણ જ્ઞાનથી થાય છે. જ્યાં સુધી એક માણસ જાણતો જ ન હોય કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું શિક્ષણ શું છે તો તે શિક્ષણ ઉપર ઈમાન કેમ લાવી શકે? તેનું અનુસરણ કેમ કરી શકે? આથી હવે જણાયું કે અજ્ઞાનતાની સાથે મુસલમાનના ઘરે જન્મવું, મુસલમાન જેવું નામ રાખી લેવું, મુસલમાનો જેવો પોષાક પહેરવો અને પોતાને મુસલમાન કહેવું આટલી જ વસ્તુઓ મુસલમાન થવા માટે પૂરતી નથી. ખરૂં પૂછો તો ઇસ્લામ શું છે તે જાણી લેવું

અને એ જાણી લીધા પછી સમજી-વિચારીને તેના પર 'ઈમાન' લઈ આવવું એ જ મુસલમાન થવા માટે જરૂરી છે અને એમ કરનાર જ મુસલમાન છે. એક કાફિર અને એક મુસલમાન વચ્ચે વ્યવહારિક તફાવત નામનો નથી કે, તે રામ પ્રસાદ છે અને આ અબ્દુલ્લાહ, એટલે કે તે કાફિર છે અને આ મુસલમાન. તેવી જ રીતે એક કાફિર અને એક મુસલમાન વચ્ચે અસલી તફાવત પોષાકનો નથી કે, તે ધોતિયું પહેરે છે અને આ પાયજામો, આથી તે કાફિર છે અને આ મુસલમાન. પરંતુ એ બંને વચ્ચે મૂળ તફાવત તો જ્ઞાનનો છે. કાફિર એ કારણે કાફિર છે કે સૃષ્ટિના કર્તાનો તેનાથી અને તેનો સૃષ્ટિના કર્તા સાથે શું સંબંધ છે અને પોતાના સર્જનહારની મરજી મુજબ જીવન જીવવાનો સીધો રસ્તો કયો છે, તેનું તેને જ્ઞાન-ભાન નથી. એક મુસલમાનના બાળકની પણ એ જ હાલત હોય, તો બતાવો કે તેમાં અને એક કાફિરમાં તફાવત તમે ક્યા ધોરણે કરો છો અને કેમ કહો છો કે તે કાફિર છે અને આ મુસલમાન ?

ભાઈઓ ! આ જે વાત હું કહું છું, તેને ધ્યાન દઈને બરાબર સમજી લ્યો કે અલ્લાહની આ સૌથી મોટી ને'મત (ભેટ) જેના માટે તમે શુક્ર અને આભાર દર્શાવો છો, તેને પ્રાપ્ત કરવા અને જાળવી રાખવાનો આધાર જ્ઞાન ઉપર જ છે, જો જ્ઞાન ન હોય તો ને'મત મળી ન શકે, થોડી-ઘણી જો મળી પણ જાય તો અજ્ઞાનતાને કારણે તેના હાથથી નીકળી જવાનો દરેક વખતે ભય રહે છે. માત્ર જહાલત (અજ્ઞાનતા)ના કારણે જ તે માણસ પોતાને મુસલમાન સમજતો રહેશે, જો કે હકીકતમાં તે મુસલમાન નહીં હોય. જે શખ્સને એ જ્ઞાન જ ન હોય કે 'કુફ્ર' અને 'ઇસ્લામ'માં શું તફાવત છે તેમજ 'ઇસ્લામ' અને 'શિર્ક'માં શું તફાવત છે, તેનું ઉદાહરણ તો અંધારામાં પગદંડી ઉપર ચાલતા માણસ જેવું જ છે. બનવા જોગ છે કે સીધી લાઇન પર ચાલતાં ચાલતાં આપમેળે તેનો પગ બીજી દિશામાં વળી જાય અને તેને ખબર સુદ્ધાં ન હોય કે સીધા માર્ગથી ખસી ગયો છે ! એ પણ બનવા જોગ છે કે રસ્તામાં કોઈ દજ્જાલનો ભેટો થઈ જાય અને તેને કહે કે, 'મિયાંજી ! તમે અંધારામાં રસ્તો ભૂલી ગયા છો. આવો હું તમને મંજિલ પર પહોંચાડી દઉં.' અંધારાના કારણે મુસાફિર બિચારો પોતાની આંખે તો જોઈ શકતો નથી કે સીધો રસ્તો કયો છે, એટલે નાદાનીપૂર્વક પોતાનો હાથ દજ્જાલના હાથમાં આપી દે છે, જે તેને ભટકાવીને ક્યાથી ક્યાં લઈ જાય છે. આ ખતરાઓ તેને કારણે જ ભેટે છે કે તેની પોતાની પાસે કોઈ પ્રકાશ નથી અને પોતે પોતાના પંથની નિશાનીઓ ભાળી શકતો નથી. જો તેની પાસે પ્રકાશ હોય તો દેખીતું છે કે ન તે રસ્તો ભૂલશે કે ન કોઈ તેને ભટકાવી શકશે. આના ઉપરથી

સમજી લો કે મુસલમાન માટે જો કોઈ મોટામાં મોટો ભય છે, તો તે એ જ કે તે 'ઈસ્લામ'ના શિક્ષણથી અજ્ઞાન હોય; પોતે એ ન જાણતો હોય કે કુર્આન શું શીખવે છે અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે કર્યો માર્ગ બતાવ્યો છે. આ અજ્ઞાનતાના કારણે તે પોતે પણ ભટકી શકે છે અને બીજા દજ્જાલો પણ તેને ભટકાવી શકે છે. પરંતુ જો તેની પાસે જ્ઞાનનો પ્રકાશ હોય, તો જીવનના પ્રત્યેક ડગલે ઈસ્લામનો સીધો માર્ગ જોઈ શકશે, કદમ કદમ પર આવતા કુફ્ર અને શિર્ક, ગુમરાહી અને અનીતિના વળાંકોને ઓળખી તેનાથી બચી શકશે અને રસ્તામાં કોઈ ભટકાવનાર મળશે, તો તેની બે-ચાર વાતો સાંભળીને જ સમજી જશે કે આ બહેકાવનાર છે, આનું અનુસરણ ન કરવું જોઈએ.

## ઈલ્મ ( જ્ઞાન ) નું મહત્વ :

આ જ્ઞાન, જેનું મહત્વ હું તમારી સમક્ષ વર્ણવી રહ્યો છું, તેની ઉપર તમારા અને તમારી ઓલાદના મુસલમાન બનવા અને મુસલમાન રહેવાનો આધાર છે. આ કોઈ મામૂલી વસ્તુ નથી કે એના પ્રત્યે બેપરવાઈ દાખવવામાં આવે. તમે ખેતીવાડીના પોતાના કામમાં ગફલત નથી કરતા, પોતાની ખેતીને પાણી આપવામાં અને પાકનું રક્ષણ કરવામાં ગફલત નથી કરતા, પોતાના જાનવરોને ચારો આપવામાં ગફલત નથી કરતાં, મતલબ એ કે તમારા ધંધાને લગતાં કોઈ પણ કામમાં તમે ગફલત નથી કરતા, કેમ? માત્ર એટલા જ માટે ને, કે તમને ડર છે કે જો ગફલત કરશો અથવા બેપરવા બની જશો તો ભૂખે મરી જશો અને પ્રાણ જેવી પ્યારી ચીજ ગુમાવી બેસશો, તો પછી બતાવો કે આ ઈલ્મ, જેના પર તમારા મુસલમાન બનવાનો અને મુસલમાન રહેવાનો આધાર છે, તેને મેળવવામાં કેમ ગફલત કરો છો? શું એમાં એ ભય નથી કે ઈમાન જેવી પ્યારી વસ્તુ ગુમાવી બેસશો? શું ઈમાન પ્રાણથી વધુ પ્રિય નથી? તમે પ્રાણનું રક્ષણ કરનારી વસ્તુઓ માટે જેટલો સમય અને જેટલી મહેનત વેડફો છો, તેટલો સમય અને મહેનતનો દશમો ભાગ પણ ઈમાનનું રક્ષણ કરનારી વસ્તુઓ માટે આપી શકતા નથી?

હું એ નથી કહેતો કે તમારામાંનો દરેક જણ 'મૌલવી' બનીને મોટી મોટી કિતાબો વાંચે અને પોતાના જીવનના દશ-બાર વરસો વાંચવામાં વિતાવી દે. મુસલમાન બનવા માટે એટલા બધા જ્ઞાનની જરૂર નથી. હું ઈચ્છું છું કે તમારામાંનો દરેક જણ રાત-દિવસના ચોવીસ કલાકમાંથી માત્ર એક કલાક દીની ઈલ્મ (ધાર્મિક જ્ઞાન) શીખવામાં ખર્ચે. દરેક મુસલમાન સ્ત્રી, પુરુષ, બાળક, યુવાન અને વૃદ્ધ ઓછામાં ઓછું એટલું જ્ઞાન પ્રાપ્ત કરી લે કે કુર્આન જે ઉદ્દશ્ય અને શિક્ષણ લઈને આવ્યું છે, તેને જાણી લે. નબી

સાહેબ સલ્લ. જે વસ્તુને નાબૂદ અને તેની જગ્યાએ જે વસ્તુને સ્થાપવા પધાર્યા, તેને સારી રીતે સમજી લે અને તે ખાસ જીવનપદ્ધતિથી માહિતગાર થઈ જાય જે અલ્લાહે 'મુસલમાન' માટે નક્કી કરી છે – આટલું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે કંઈ વધારે સમયની જરૂર નથી અને જો ઈમાન પ્યારૂં હોય તો એક કલાક કાઢવો કંઈ મુશ્કેલ નથી.

•

## પ્રકરણ – ૨

# મુસ્લિમ અને કાફિર વચ્ચે બુનિયાદી તફાવત

### મુસ્લિમ અને કાફિરમાં તફાવત કેમ ?

મુસલમાન ભાઈઓ ! દરેક મુસલમાન એમ સમજે છે અને તમે પણ જરૂર એમ જ સમજતા હશો કે મુસલમાનનો દરજ્જો કાફિર કરતાં ઊંચો છે. મુસલમાનને ખુદા પસંદ છે અને કાફિરને નાપસંદ. ખુદાના દરબારમાં મુસલમાન બખ્શાઈ જશે અને કાફિરની બખ્શિશ (મુક્તિ) નહીં થાય. મુસલમાન જન્નત (સ્વર્ગ)માં જશે અને કાફિર દોજખ (નર્ક)માં. આજે હું જણાવવા ઇચ્છું છું કે મુસ્લિમ અને કાફિર વચ્ચે આટલો તફાવત કેમ છે ? તેના પર તમે ધ્યાનપૂર્વક વિચાર કરો. કાફિર પણ આદમ અલૈ.ની ઓલાદ છે અને તમે પણ. કાફિર પણ તમારી જેમ ઇન્સાન જ છે ને ! તે પણ તમારા જેવા હાથ, પગ, આંખ, નાક, કાન ધરાવે છે, તે પણ આ જ હવામાં શ્વાસ લે છે, આ જ પાણી પીએ છે, આ જ પૃથ્વી પર વસે છે, આ જ અનાજ ખાય છે, તમારા અને તેના જન્મ-મરણની રીત એક સરખી જ છે. એક જ ખુદા, જેણે તમને પેદા કર્યા છે, તે તેનો પણ પેદા કરનાર છે, તો પછી તેનો દરજ્જો નીચો શાનો ? આપણો દરજ્જો ઉચ્ચતર કેમ ? આપને જન્નત શા માટે મળશે ? તે જહન્નમમાં શા માટે ઝોંકાશે (નંખાશે) ?

### શું ફક્ત નામનો તફાવત છે ?

આ વિચારવાની વાત છે. મનુષ્ય મનુષ્ય વચ્ચે આટલો તફાવત એ કારણે તો હોઈ શકતો નથી કે તમે અબ્દુલ્લાહ, અબ્દુર્રહમાન અને એવા બીજા નામો રાખો છો અને તેઓ દીનદયાલ, ગેંડાસિંહ, રોબોર્ટસન જેવા નામો રાખે છે, અથવા તમે ખત્ના કરાવો છો અને તેઓ નથી કરાવતા, અથવા તમે માંસ ખાઓ છો અને તેઓ નથી ખાતા. બધા ઇન્સાનોનો સર્જનહાર અને પાલનહાર અલ્લાહ આવો જુલ્મ તો કરી

શકતો જ નથી કે આવી નજીવી બાબતોના કારણે પોતાના બંદાઓ પ્રત્યે પક્ષપાત કરીને એકને 'જન્નત' આપે અને બીજાને 'જહન્નમ' માં નાખે.

## મૂળ તફાવત – ઇસ્લામ અને કુફ્ર :

તો પછી વિચાર કરો કે બંને વચ્ચે બુનિયાદી તફાવત શું છે ? આનો જવાબ એક જ છે કે બંને વચ્ચે બુનિયાદી તફાવત 'ઇસ્લામ' અને 'કુફ્ર'ના કારણે છે. 'ઇસ્લામ'નો અર્થ છે 'અલ્લાહની તાબેદારી' અને 'કુફ્ર'નો અર્થ છે 'અલ્લાહની નાફરમાની'. મુસલમાન અને કાફિર બંને ઇન્સાન છે, બંને ખુદાના બંદા છે. પરંતુ એક ઇન્સાન એટલા માટે ઊંચો છે કે તે પોતાના માલિકને ઓળખે છે, તેના ફરમાનોનું પાલન કરે છે અને તેની નાફરમાનીના પરિણામથી ડરે છે અને બીજો ઇન્સાન એટલા માટે ઊંચા દરજ્જાથી ઊતરી પડે છે કે તે પોતાના માલિકને નથી ઓળખતો, તેના ફરમાનોનું પાલન નથી કરતો, અને તેની નાફરમાનીના પરિણામથી નથી ડરતો. આ કારણે જ ખુદા મુસલમાનથી ખુશ અને કાફિરથી નાખુશ થાય છે. મુસલમાનને 'જન્નત'નું વચન આપે છે અને કાફિરને કહે છે કે તેને દોજખમાં ધકેલીશ.

## તફાવતનું કારણ – ઇલ્મ અને અમલ :

આના ઉપરથી સ્પષ્ટ થાય છે કે મુસલમાનને કાફિરથી જુદા પાડનારી વસ્તુઓ કેવળ બે છે : જ્ઞાન અને અમલ, અર્થાત પહેલાં તેણે જાણવું જોઈએ કે તેનો માલિક કોણ છે, તેના ફરમાનો શું છે, તેની મરજી પર ચાલવાની રીત શું છે, કયા કામોથી તે રાજી અને ક્યા કામોથી નારાજ થાય છે. આ બાબતો જાણી લીધા પછી જરૂરી થઈ જાય છે કે માણસ પોતાને માલિકનો ગુલામ બનાવી દે, માલિકની મરજી મુજબ વર્તે અને પોતાની મરજી પડતી મૂકે, તેનું દિલ એક કામ કરવા માગે અને તે કામ અલ્લાહની ઇચ્છા વિરુદ્ધ હોય તો દિલની વાત ન માને, અલ્લાહની વાત માને. તેને પોતાને એક વાત સારી લાગતી હોય, પણ માલિકને તે વાત પસંદ ન હોય, છતાં પણ માલિક તેને સારી ગણતો હોય તો પોતે પણ તેને સારી જ સમજે. એક કામમાં તેને નુકસાન દેખાતું હોય અને માલિક કહે કે તે કામ કરો, તો ગમે તેટલા નુકસાનના ભોગે પણ તે કામ કરવું જ, પછી ભલે તેમ કરવામાં જાનનું કે માલનું ગમે તેટલું નુકસાન થાય. એક કામમાં તેને મોટો ફાયદો દેખાતો હોય, પણ માલિકનો હુકમ હોય કે તે કામ ન કરવું, તો દુનિયાભરની દોલત મળી જતી હોય તો પણ તે કામ ન જ કરવું.

આ જ્ઞાન અને આ અમલ છે, જેના કારણે 'મુસ્લિમ' અલ્લાહનો પ્રિય બંદો બને છે. તેના પર ખુદાની રહમત (કૃપા) વરસે છે અને અલ્લાહ તેને ઇજ્જત આપે છે. કાફિર પાસે આ જ્ઞાન ન હોવાથી, તેનો અમલ પણ 'મુસ્લિમ'ના અમલ જેવો નથી હોતો. આથી તે અલ્લાહનો નાફરમાન અને અજ્ઞાન બંદો બની રહે છે અને અલ્લાહ તેને પોતાની રહમતથી વંચિત રાખે છે.

હવે તમે પોતે જ ન્યાયપૂર્વક વિચારો કે એક માણસ જે પોતાને 'મુસલમાન' કહેતો હોય, પણ એવો જ અજ્ઞાન અને નાફરમાન હોય, જેવો કાફિર હોય છે તો માત્ર નામ, પહેરવેશ અને ખોરાકના તફાવતથી તે કાફિરની સરખામણીમાં કેમ બહેતર થઈ શકે અને કયા કારણે તે દુનિયા અને આખિરત (પરલોક)માં અલ્લાહની રહમતનો હક્કદાર થઈ શકે ?• ઇસ્લામ કોઈ વંશ, વર્ગ અથવા કુટુંબનું નામ નથી કે પિતાથી પુત્રને પરંપરાગત આપમેળે મળી જાય. અહીં એ વાત નથી કે એક બ્રાહ્મણનો દીકરો ગમે તેવો અજ્ઞાન હોય, ગમે તેવા બૂરા કામ કરતો હોય પણ તે ઊંચો જ રહેશે, કેમ કે તે બ્રાહ્મણના ઘરે પેદા થયો છે અને ચમારનો દીકરો જ્ઞાન અને અમલમાં તેનાથી ગમે તેટલો વધીને હોય છતાં તે નીચો જ રહેશે, કેમ કે તે ચમારને ત્યાં જન્મ્યો છે એટલે નીચી જાતનો છે. અહીં તો અલ્લાહે પોતાના પવિત્ર પુસ્તક (કુર્આન)માં સાફ સાફ કહ્યું છે કે,

إِنَّ أَكْرَمَكُمْ عِندَ اللَّهِ أَتْقَاكُمْ ۚ

"જે અલ્લાહને વધારે (ઓળખે છે અને જે તેની વધારે) તાબેદારી કરે છે તે જ અલ્લાહ પાસે વધારે આબરૂદાર છે." (સૂરઃ હુજુરાત, આ. ૧૩)

હઝરત ઇબ્રાહીમ અલૈ. એક બુતપરસ્ત (મૂર્તિ-પૂજક)ના ઘરે પેદા થયા હતા. પણ ખુદાને ઓળખીને તેઓ તેના ફરમાંબરદાર બની ગયા હતા. તેથી ખુદાએ તેમને આખી દુનિયાના ઈમામ (નેતા) બનાવી દીધા. હઝરત નૂહ અલૈ.નો દીકરો પેગમ્બરનો પુત્ર હતો, પણ તેણે અલ્લાહને ન ઓળખ્યો અને તેની નાફરમાની કરી, આથી અલ્લાહે

• ઇસ્લામમાં જેમ દીન અને દુનિયા અલગ નથી, તેમ જ્ઞાન અને અમલ પણ અલગ નથી; બલ્કે એક જ વસ્તુના બે ભાગ છે. ઇસ્લામી જ્ઞાન પર અમલ એકધારો-જીવનવ્યાપી હોવો જોઈએ, કેમ કે સ્લામ જીવનવ્યાપી દીન અને જીવનપંથ છે. તમે ઇસ્લામના અમુક ફરમાનોને અમલમાં મૂકો અને અમુકને નફ્સાની ખ્વાહીશો (મનેચ્છાઓ) પર ભેટ ચડાવી દો અથવા જિંદગીના એક વિભાગમાં ઇસ્લામી કાનૂન મુજબ વર્તો અને બીજા વિભાગમાં નફ્સની માગણી મુજબ અથવા બિનઇસ્લામી રસ્મરિવાજ મુજબ વર્તો એ અજ્ઞાનતા અને નાફરમાની જ છે, જેની સજા અલ્લાહની રહમત (કૃપા)થી વંચિતતા છે. — ઇખ્લાસ

તેના કુટુંબની કંઈ પરવા ન કરી અને તેને અઝાબ (પ્રકોપ) આપ્યો, જે દુનિયા માટે બોધદાયક છે. આના પરથી સારી રીતે જાણી લો કે ખુદા પાસે ઈન્સાન અને ઈન્સાન વચ્ચે જે કંઈ તફાવત છે, તે જ્ઞાન અને અમલના કારણે જ છે. દુનિયામાં પણ અને આખિરતમાં પણ તેની રહમત (કૃપા) માત્ર તેમના જ માટે છે, જેઓ તેને ઓળખે છે. તેનો બતાવેલો 'સીધો માર્ગ' જાણે છે અને તેના હુકમોનું પાલન કરે છે. જે લોકોમાં આ ગુણો નથી, તેમના નામો અબ્દુલ્લાહ કે અબ્દુર્રહમાન હોય અથવા દીનદયાલ અને ગેંડાસિંહ હોય, ખુદાને ત્યાં એકની વચ્ચે કંઈ તફાવત નથી અને તેઓ તેની રહમતના હક્કદાર નથી.

## આજે મુસલમાન અપમાનિત કેમ ?

ભાઈઓ ! તમે પોતાને મુસલમાન કહો છો અને તમારું ઈમાન છે કે મુસલમાન પર ખુદાની રહમત ઊતરે છે, પરંતુ આંખ ખોલીને જુઓ, શું તમારા પર અલ્લાહની રહમત ઊતરી રહી છે ? આખિરત (પરલોક)માં જે કંઈ થશે તે તો ત્યારે જોશો, પણ આ દુનિયાનાં તમારી હાલત શું છે, તે તો જુઓ. આ દેશમાં આપ કરોડોની સંખ્યામાં છો. આટલી મોટી સંખ્યા જો ઇસ્લામની સ્પિરિટ (Sprit , ચૈતન્ય, અસ્મિતા) અને ઈમાનની શક્તિ રાખતી હોત તો તમે આટલા વિવશ અને નિર્માલ્ય ન હોત. આપનું માથું, જે અલ્લાહ સિવાય કોઈની સામે ઝુકતું ન હતું, તે ઈન્સાનો સામે ન નમ્યું હોત. તમારી ઇજ્જત, જેના પર હાથ નાખવાની કોઈ હામ-હિંમત ન કરી શકતું, તે આજે ધૂળમાં ભળી ન જાત. અજ્ઞાનતા, કંગાલિયત અને દેવાદારી હંમેશા તમારા સાથે છાંયડાની જેમ વળગેલી ન રહેત. જરા વિચાર કરો કે શું આ ખુદાની રહમત છે ? ના, રહમત નથી, પણ સમજો તો ખુલ્લો અઝાબ (પ્રકોપ) છે. ત્યારે એ કેવી વિચિત્ર વાત છે કે મુસલમાનો પર અલ્લાહનો ગઝબ ! મુસલમાન અને અપમાનિત ! મુસલમાન અને ગુલામ ! આ તો કેવી અશક્ય વાત છે કે એક વસ્તુ એકી સાથે સફેદ પણ હોય અને કાળી પણ, ખુદાનો પ્યારો બંદો મુસલમાન દુનિયામાં અપમાનિત અને પાયમાલ કેમ હોઈ શકે ? નઊઝુબિલ્લાહ, શું ખુદા જાલિમ છે કે તમે તો તેનો હક્ક સમજો, તેના હુકમોનું પાલન કરો અને તે તમારા પર નાફરમાની કરનારાઓને હાકેમ બનાવી દે અને આજ્ઞાપાલનના બદલામાં તમને સજા કરે ! જો તમારું ઈમાન છે કે ખુદા જાલિમ નથી અને તમને વિશ્વાસ છે કે ખુદાની ફરમાંબરદારી (આજ્ઞાપાલન)નો બદલો અપમાનમાં મળી શકતો નથી, તો તમારે માનવું પડશે કે મુસલમાન હોવાનો

જે દાવો તમે કરી રહ્યા છો, તેમાં જ કંઈક ભૂલ છે. તમારું નામ સરકારી પત્રકોમાં તો મુસલમાન તરીકે લખાય છે, પણ અલ્લાહને ત્યાં સરકારના પત્રકોની સનદ પર ફેંસલો નથી થતો. અલ્લાહ પોતાના પત્રકો જુદા રાખે છે, ત્યાં જુઓ કે તમારું નામ ફરમાંબરદારોમાં છે અથવા નાફરમાનોમાં ?

અલ્લાહે તમારા પાસે કુર્આન મોકલ્યું છે એટલા માટે કે તમે વાંચી-સમજીને તમારા સાચા માલિકને ઓળખી શકો અને તેની ફરમાંબરદારીની રીત જાણી શકો. શું તમે કદી જાણવા કોશિશ કરી કે કુર્આનમાં શું લખ્યું છે ? અલ્લાહે પોતાના નબીને તમારા પાસે મોકલ્યા, એટલા માટે કે તે તમને 'મુસલમાન' બનવાની રીત શીખવે, શું તમે કદી જાણવાની કોશિશ કરી કે નબી સલ્લ.એ શું શીખવ્યું છે ? અલ્લાહે તમને દુનિયા અને આખિરતમાં માન-મરતબો મેળવવાનો માર્ગ બતાવ્યો છે. શું તમે એ માર્ગ ઉપર ચાલો છો ? અલ્લાહે સ્પષ્ટ રીતે બતાવ્યું છે કે કયા કાર્યોથી મનુષ્ય દુનિયા અને આખિરતમાં અપમાનિત થાય છે. શું એ કામોથી તમે બચો છો ? બતાવો, તમારા પાસે આનો શું જવાબ છે ? જો તમે સમજો છો કે તમે ન તો ખુદાની કિતાબ અને તેના રસૂલ સલ્લ.ના પવિત્ર જીવનથી જ્ઞાન મેળવ્યું કે ન તેના બતાવેલા માર્ગ પર ચાલ્યા, તો પછી તમે સાચા મુસલમાન થયા ક્યારે કે તેનો તમને યોગ્ય બદલો મળે ? જેવા મુસલમાન તમે છો, તેવો બદલો તમને મળી રહ્યો છે અને એવો જ બદલો આખિરત (પરલોક)માં પણ જોઈ લેશો.

હું પહેલા કહી ચૂક્યો છું કે મુસલમાન અને કાફિરોમાં જ્ઞાન અને અમલ સિવાય કંઈ તફાવત નથી. અગર કોઈ માણસના જ્ઞાન અને અમલ એવા જ છે, જેવા કાફિરના હોય, છતાં તે પોતાને મુસલમાન કહે છે તો તે ખોટું કહે છે. કાફિર કુર્આન નથી પઢતો અને નથી જાણતો કે તેમાં શું લખ્યું છે. એ જ હાલત મુસલમાનની હોય તો તે મુસલમાન કેમ કહેવાય ? કાફિરો નથી જાણતા કે રસૂલ સલ્લ.નું શિક્ષણ શું છે અને અલ્લાહ સુધી પહોંચવાનો સીધો માર્ગ આપ સલ્લ.એ શું બતાવ્યો છે. જો મુસલમાન પણ તેમની જ જેમ અજ્ઞાન હોય તો તે મુસલમાન કેવી રીતે થયા ? કાફિર અલ્લાહની ઈચ્છાને આધીન થવાને બદલે પોતાની ઈચ્છાને આધીન થાય છે. મુસલમાન પણ તેની જ જેમ દૂરાગ્રહી (જિદ્દી) અને સ્વચ્છંદ કે નિરંકુશ હોય. તેની જ જેમ પોતાના અંગત વિચારો અને પોતાના જ મત મુજબ ચાલનારો હોય, તેની જ જેમ અલ્લાહથી બેપરવા અને પોતાની ઈચ્છાઓનો બંદો હોય તો તેને પોતાને 'મુસલમાન' (અર્થાત અલ્લાહનો તાબેદાર બંદો) કહેવડાવવાનો શું હક્ક છે ? કાફિર હલાલ અને હરામમાં ભેદ નથી

જોતો, અલ્લાહની નજરે હલાલ હોય કે હરામ, પરંતુ જો તે કામમાં તેને રસ પડે અથવા ફાયદો જણાય તો અલ્લાહની પરવા કર્યા વગર તે કર્યે જ જાય છે. એ જ વર્તન જો મુસલમાનનું હોય તો તેમાં અને કાફિરમાં શું તફાવત ? ટૂંકમાં, જ્યારે મુસલમાન પણ ઈસ્લામના જ્ઞાનથી એટલો જ કોરો હોય, જેટલો કાફિર હોયછે અને જ્યારે મુસલમાન પણ એ જ કરે, જે કાફિર કરે છે તો તેને કાફિરની સરખામણીમાં કેવી રીતે સરસાઈ મળે ? અને તેનો અંજામ પણ કાફિર જેવો જ કેમ ન આવે ? આ વાત દિલે વિચારવાની છે.

## વિચારવાનો અવસર :

વ્હાલા ભાઈઓ ! રખે સમજી બેસતા કે હું મુસલમાનોને કાફિર બનાવવા નીકળ્યો છું. ખુદાની પનાહ, એ મારો ઉદ્દેશ્ય નથી. હું પોતે પણ વિચારું છું અને ઈચ્છું છું કે તમારામાંનો દરેકે દરેક જણ પોતાપોતાને ઠેકાણે વિચારે કે આપણે અલ્લાહની રહમતથી કેમ વંચિત થઈ ગયા છીએ ? દરેક બાજુથી આપણા ઉપર મુસીબતો કેમ તૂટી રહી છે ? જેને આપણે કાફિર એટલે કે અલ્લાહના નાફરમાન બંદા કહીએ છીએ, તેમનું દરેક જગ્યાએ આપણા ઉપર વર્ચસ્વ કેમ છે ? અને આપણે 'ખુદાના ફરમાંબરદાર' હોવાનો દાવો કરનારા દરેક ઠેકાણે પરાધીન કેમ છીએ ? આના કારણ ઉપર મેં જેટલો વિચાર કર્યો છે તેના અંતે હું એ પરિણામ પર પહોંચ્યો છું કે આપણા અને કાફિર વચ્ચે નામનો જ તફાવત રહી ગયો છે, નહિં તો આપણે પણ અલ્લાહથી ગાફેલ રહેવામાં, તેનો ભય ન રાખવામાં અને તેની નાફરમાની કરવામાં કાફિરો કરતાં સહેજ પણ ઊતરતા નથી. થોડોક તફાવત તેમનામાં અને આપણામાં જરૂર છે. પરંતુ તેના કારણે આપણે આના હકદાર નથી થઈ જતા, બલ્કે સજાને પાત્ર ઠરીએ છીએ, કારણ કે આપણે જાણીએ છીએ કે કુર્આન ખુદાઈ કિતાબ છે, છતાં જે વર્તન તેના સાથે કાફિર દાખવે છે, તેવું જ વર્તન આપણે દાંખવીએ છીએ. આપણે જાણીએ છીએ કે મુહમ્મદુર્રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લામ અલ્લાહના પયગંબર છે, છતાં તેમના અનુસરણથી કાફિર જેટલા જ આપણે દૂર નાસીએ છીએ. આપણે જાણીએ છીએ કે જૂઠ બોલનાર પર અલ્લાહની લાનત (ધિક્કાર) છે, લાંચ લેનાર અને આપનાર બંનેને જહન્નમ મળવાની છે, વ્યાજ ખાનાર અને ખવડાવનાર બદતરીન પાપી છે, નિંદા કરવી ભાઈનું માંસ ખાવા સમાન છે; નીચતા, નિર્લજ્જતા અને વ્યભિચાર માટે સખત સજા ખમવી પડશે, પરંતુ આ બધું જાણવા છતાં આપણે કાફિરોની જેમ આ બધા ખરાબ કામો છૂટથી કરતા રહીએ છીએ. જાણે આપણને ખુદાનો કોઈ ડર જ નથી ! એટલે જ આપણને કાફિરોની સરખામણીમાં

'અધુરા મુસલમાન' બની રહેવાના કારણે ઈનામ નહીં, પણ સજા આપવામાં આવે છે. કાફિરોનું આપણા ઉપર હાકેમ બની રહેવું, દરેક ઠેકાણે આપણું હારવું અને અપમાનિત થવું સજા છે એ જ ગુનાની કે આપણને ઈસ્લામની ને'મત આપવામાં આવી હતી, છતાં આપણે તેની કદર ન કરી.

સજ્જનો ! આજના ખુત્બામાં મેં જે કહ્યું તે તમને દોષ દેવા માટે નથી, કેમ કે હું દોષ દેવા અને ફિટકાર કરવા નથી ઊઠ્યો. મારો ઉદ્દેશ્ય એ છે કે જે કંઈ ખોવાઈ ગયું હોય તો તેને ફરીથી મેળવી લેવા માટે કંઈ ચિંતા કરવામાં આવે. ખોવાયેલી વસ્તુ પ્રાપ્ત કરવાની ચિંતા ત્યારે જ થાય છે, જ્યારે માણસને ભાન હોય કે તેનું શું ખોવાયું છે અને જે કંઈ ખોવાયું છે તે કેટલું કિંમતી છે. એટલા માટે હું તમને સભાન (જાગૃત) કરવાના પ્રયત્નો કરું છું કે તમે ભાનમાં આવો અને સમજી શકો કે ખરેખર કઈ ચીજ તમારા પાસે હતી. જો તમે આટલું સમજી શક્યા તો જરૂર તેને ફરીથી પ્રાપ્ત કરવાની ચિંતા કરશો.

## ઈલ્મ (જ્ઞાન) પ્રાપ્તિની ચિંતા :

પાછલા ખુત્બામાં હું તમને કહી ચૂક્યો છું કે મુસલમાનને 'મુસલમાન' થવા માટે સૌથી પહેલા ઈસ્લામના જ્ઞાનની જરૂર છે. કુર્આનનું શિક્ષણ શું છે, પવિત્ર રસૂલ સલ્લ.નો માર્ગ કયો છે, ઈસ્લામ કોને કહે છે, કુફ્ર અને ઈસ્લામ વચ્ચે મૂળ ફરક કયા કારણે છે. આના જ્ઞાન વગર કોઈ માણસ 'મુસલમાન' થઈ શકતો નથી. પરંતુ અફસોસ છે કે તમે એ જ્ઞાનને મેળવવાની ચિંતા કરતા નથી. શું તમને હજુ સુધી એ વાતનું ભાન થયું નથી કે તમે કેટલી મહાન ને'મતથી વંચિત રહ્યા છો ? મારા ભાઈઓ ! માતા પણ પોતાના બાળકને ત્યાં સુધી દૂધ આપતી નથી, જ્યાં સુધી તે રડીને માગે નહીં. તરસ્યાને તરસ લાગે છે ત્યારે તે જાતે પાણીની તલાશ કરે છે અને અલ્લાહ તેના માટે પાણી પેદા પણ કરી દે છે. પરંતુ કોઈને તરસ જ ન લાગી હોય તો તેના પાસે પાણીથી છલોછલ કૂવો આવી જાય તો પણ શું કામનો ? માટે જ કહું છું કે સૌથી પહેલા તમારામાં દીની ઈલ્મ (ધાર્મિક જ્ઞાન) શીખવાની ઉત્કંઠા પેદા થવી જોઈએ. દીનથી અજ્ઞાન રહેવામાં તમને શું નુકસાન થાય છે, તે જાણો છો ? અલ્લાહની કિતાબ તમારા પાસે હોવા છતાં તમે નથી જાણતા કે તેમાં શું લખ્યું છે, એથી વધીને નુકસાનની વાત શું હોઈ શકે ? નમાઝ તો પઢો છો, પણ નથી જાણતા કે તેમાં તમે ખુદા સમક્ષ શું કહી રહ્યા છો, એથી વધીને શું નુકસાન હોઈ શકે ? કલ્મો જેના દ્વારા તમે ઈસ્લામમાં દાખલ થાઓ છો, તેનો અર્થ સુદ્ધાં તમે નથી જાણતા, અને નથી જાણતા કે તેને

ઉચ્ચારતાં જ તમારા શીરે શું-શું જવાબદારીઓ આવી પડે છે. એક મુસલમાન માટે આનાથી વધારે કયું નુકસાન હોઈ શકે છે ? ખેતી બળી જવાનું નુકસાન તમે જાણો છો, રોજગાર ન મળવાનું નુકસાન પણ જાણો છો, માલ નાશ પામવાનું નુકસાન પણ તમે જાણો છો, પરંતુ ઈસ્લામથી અજાણ-અજ્ઞાન રહેવાનું નુકસાન તમે નથી જાણતા ! જ્યારે તમને આ નુકસાનનો ખ્યાલ આવશે તો તરત જ તમે પોકારી ઊઠશો કે કદાચ ! અમને આ નુકસાનથી બચાવવામાં આવે, અને જ્યારે તમે આમ કહેશો ત્યારે તે નુકસાનથી બચાવવાની વ્યવસ્થા પણ થઈ રહેશે, ઈન્શાઅલ્લાહ.

—●—

## પ્રકરણ – ૩

# વિચારવાની વાતો

### કુર્આન-મજીદ સાથે અમારૂ વર્તન :

મુસલમાન ભાઈઓ ! આજે દુનિયામાં મુસલમાનો જ એ ખુશનસીબ લોકો છે, જેમના પાસે અલ્લાહનો કલામ (વાણી) તદન સુરક્ષિત, ફેરફારથી પર અને બરાબર એ જ શબ્દોમાં મોજૂદ છે, જે શબ્દોમાં તે અલ્લાહના સાચા રસૂલ સલ્લ. પર ઊતર્યો હતો; અને છતાં દુનિયામાં અત્યારે મુસલમાનો જ એ બદનસીબ લોકો છે, જેમના પાસે અલ્લાહનો પવિત્ર કલામ મોજૂદ હોવા છતાં તેની બેહદ બરકતો, અસંખ્ય ને'મતોથી તેઓ મહરૂમ (વંચિત) છે. કુર્આન તેમના પાસે એટલા માટે મોકલવામાં આવ્યું હતું કે તેઓ તેને પઢે, સમજે, તેના પર અમલ કરે અને તેને લઈને ખુદાની જમીન પર ખુદાઈ કાનૂનની સત્તા સ્થાપી દે. તે તેમને ઇજ્જત અને શક્તિ આપવા અને જમીન પર ખુદાના અસલી ખલીફા (નાયબ) બનાવવા આવ્યું હતું; અને ઇતિહાસ સાક્ષી છે કે જયારે તેઓ તેના માર્ગદર્શન મુજબ વર્ત્યા, ત્યારે તેણે તેમને દુનિયાભરના ઈમામ અને રહેનુમા (માર્ગદર્શક) બનાવીને પણ દેખાડી દીધા. પરંતુ હવે તેમના સમક્ષ તેનું કાર્ય એટલું જ રહી ગયું છે કે તેને ઘરમાં રાખીને જીન-ભૂત નસાડે, તેની આયતોને લખીને ગળમાં બાંધે અને ઘોળીને પીએ અને માત્ર સવાબ માટે સમજયા વગર પઢતા રહે. તેઓ તેના પાસેથી જીવનની બાબતોમાં માર્ગદર્શન નથી માગતા. તેઓ તેને નથી પૂછતા કે અમારા અકીદા કેવા હોવા જોઈએ ? અમારે ક્યા કામ કરવા જોઈએ ? અમારું ચારિત્ર્ય કેવું હોવું જોઈએ ? અમે લેવડ-દેવડ અને દોસ્તી-દુશ્મનીમાં ક્યા કાનૂનોનું પાલન કરીએ ? અલ્લાહના બંદાઓ અને ખુદ અમારા નફસના અમારા પર શું હક્કો છે? એ હક્કો અમે કેવી રીતે અદા કરીએ ? અમારા માટે સત્ય શું છે અને અસત્ય શું છે ? ખરૂં અને ખોટું શું છે ? ફરમાંબરદારી અમે કોની કરીએ અને નાફરમાની કોની ? સંબંધ કોના સાથે રાખીએ અને કોના સાથે ન રાખીએ ? દોસ્ત કોને ગણીએ

અને દુશ્મન કોને ? અમારા માટે ઇજ્જત, સફળતા અને લાભ કઈ વસ્તુમાં છે અને નામોશી, નિષ્ફળતા અને નુકસાન કઈ વસ્તુમાં ? આ અને એવી બીજી વાતો મુસલમાનોએ કુર્આનને પૂછવી છોડી દીધી છે. ઊલ્ટું, તેઓ આ વાતો કાફિરો અને મુશ્રિકોને, ગુમરાહ અને સ્વાર્થીઓને અને પોતાના જ નફસના શેતાનને પૂછે છે અને તેમના કહેવા પર ચાલે છે. એટલે જ ખુદાના હુક્મ પર ચાલવાનું જે કુદરતી પરિણામ આવવું જોઈતું હતું તે જ આવ્યું, અને તેના જ કડવા ફળ આજે તેઓ જગતભરમાં સર્વત્ર બૂરી રીતે ભોગવી રહ્યા છે. કુર્આન તો ભલાઈનો ભંડાર છે, જેટલી અને જેવી ભલાઈ તમે તેનાથી માગશો તે તમને આપશે તમે તેનાથી માત્ર જીન-ભૂત નસાડવાનું, ખાંસી અને તાવના ઇલાજનું અને કેસમાં સફળ થવાનું કે નોકરી મેળવવાનું કામ લેશો, અથવા આવી જ નાની-નાની નજીવી તુચ્છ વસ્તુઓ માગશો તો તેવું જ કામ અને તેવી જ વસ્તુઓ તે તમને આપશે. તેનાથી વિપરીત, જો તમે દુનિયાની ઈમામત (નેતૃત્વ) અને પૃથ્વી પર ઇજ્જત-આબરૂ માગશો તો તે પણ તમને મળશે, અને વળી જો અલ્લાહના અર્શ પાસે પહોંચવા માગશો તો તમને ત્યાં પણ પહોંચાડી દેશે. એ તો તમારા પોતાના દૃષ્ટિકોણની વાત છે કે મહાસાગર પાસેથી બે ટીપાં માગો છો, નહિં તો મહાસાગર તો સાગર અપવા પણ તૈયાર છે.

ગૃહસ્થો ! આપણા મુસલમાન ભાઈઓ અલ્લાહની આ પવિત્ર કિતાબની જે કૂર ઠેકડી ઉડાવી રહ્યાં છે, તેવું જ વર્તન જો તેઓ બીજી કોઈ વસ્તુ સાથે બીજા કોઈને કરતાં જુએ તો તેની મજાક ઉડાવે, એટલું જ નહીં તેને પાગલ જ ઠેરવે. બતાવો, જો કોઈ માણસ હકીમ પાસે નુસ્ખો (ઇલાજ) લખાવી લાવે અને તેને કપડામાં વીંટીને ગળામાં બાંધી લે અથવા પાણીમાં ઘોળીને પી જાય, તો તેને તમે શું કહેશો ? શું તમને તેના પર હસવું નહીં આવે ? શું તમે તેને મૂર્ખ નહીં સમજો ? પરંતુ સૌથી મોટા હકીમે તમારા રોગો માટે આરોગ્ય અને રહમત (કૃપા)નો જે અજોડ નુસ્ખો લખી આપ્યો છે, તેના સાથે તમારી આંખો સામે રાત-દિવસ આવું જ વર્તન થઈ રહ્યું છે, પણ કોઈને તેના પર હસવું નથી આવતું, કોઈ નથી વિચારતું કે નુસ્ખો ગળે લટકાવવાની કે ઘોળીને પીવાની વસ્તુ નથી, બલ્કે તેનાથી કામ લેવાની ખરી રીત એ જ છે કે તેમાં લખેલી સૂચનાઓ મુજબ ઇલાજ કરવામાં આવે.

## કુર્આનની સમજ અને કુર્આન પર અમલ જરૂરી છે :

બતાવો, જો કોઈ બીમાર માણસ ડોક્ટરી (વૈદકશાસ્ત્ર)નું કોઈ પુસ્તક લઈને એમ માનીને વાંચવા બેસી જાય કે તેના વાંચન માત્રથી તેની બીમારી દૂર થઈ જશે, તો

તમે તેને શું કહેશો ? શું તમે નહીં કહો કે તેનું મગજ ખરાબ થઈ ગયું છે, તેને પાગલખાનામાં મોકલાવો ? પરંતુ હકીમોના હકીમે જે કિતાબ આપણા દુઃખ-દર્દના ઇલાજ માટે મોકલી છે, તેના સાથે આપણો વર્તાવ આવો જ છે ! તમે તેને પઢો છો અને માની લો છો કે ફક્ત તેને પઢી લેવાથી બધા દર્દો દૂર થઈ જશે. તેની સૂચના મુજબ વર્તવાની જરૂર નથી અને ન એ વસ્તુઓથી દૂર રહેવાની જરૂર છે, જેને તે નુકસાનકારક બતાવે છે ! તો પછી દર્દ દૂર કરવા માટે ડોક્ટરીનું પુસ્તક વાંચી લેવું પૂરતું સમજનાર પેલા દર્દી વિશે જે મત બાંધો છો, એ જ મત ખુદ પોતાના વિશે કેમ નથી બાંધતા ? તમારા અને તેના વચ્ચે તફાવત શું છે ?

તમારા પાસે કોઈ પત્ર એવી ભાષામાં આવે જે તમે જાણતા ન હોય, તો તેનો અર્થ જાણવા એટલા ઉત્સુક થઈ જાઓ છો કે તરત જ એ ભાષાના જાણકાર પાસે દોડી જાઓ છો અને જ્યાં સુધી પત્રની વિગત જાણી નથી લેતા તમને ચેન નથી પડતું. આ છે સાધારણ કામ-ધંધાના સાથે તમારું વર્તન, જેમાં વધુમાં વધુ ચાર પૈસાનો ફાયદો થઈ જાય છે. પરંતુ ખુદાવંદે-આલમનો જે પત્ર તમારા પાસે આવ્યો છે અને જેમાં દીન અને દુનિયાના બધા જ ફાયદાઓ મોજૂદ છે, તમે તેને જેમનો તેમ રાખી મૂકો છો, તેમાં શું લખ્યું છે, એ જાણવાની તમને તાલાવેલી જાગતી નથી. શું આ આશ્ચર્યજનક વાત નથી ?

## અલ્લાહના ગ્રંથ ઉપર જુલ્મનું પરિણામ :

આ વાતો હું વિનોદમાં કે દિલ્લગી ખાતર નથી કહેતો. તમે આ વાતો પર વિચાર કરશો તો તમારું દિલ સાક્ષી આપશે કે દુનિયામાં સૌથી વધીને જુલ્મ અલ્લાહના આ પવિત્ર ગ્રંથ પર થઈ રહ્યો છે અને જાલિમ એ લોકો જ છે, જેમનો દાવો છે કે તેઓ આ ગ્રંથ પર ઈમાન રાખે છે અને તેના માટે પ્રાણ પાથરવા તૈયાર છે. નિઃશંક તેઓ ઈમાન રાખે છે, તેને પ્રાણથી વધુ પ્રિય રાખે છે, પરંતુ અફસોસ છે કે તેઓ તેના પર સૌથી વધારે જુલ્મ કરે છે અને અલ્લાહના ગ્રંથ પર જુલ્મ કરવાનો જે અંત-અંજામ છે તે જાહેર છે. તમારે સારી રીતે જાણી લેવું જોઈએ કે અલ્લાહનો કલામ મનુષ્યને દુઃખ-દર્દ અને દુર્ભાગ્યનો ભોગ બનાવવા નથી આવ્યો.

طٰهٰ ۝ مَآ اَنْزَلْنَا عَلَيْكَ الْقُرْاٰنَ لِتَشْقٰٓى ۝

"તા-હા ! અમે કુર્આન તમારા ઉપર એટલા માટે નથી ઉતાર્યું કે તમે મુસીબતમાં મૂકાઈ જાઓ." (સૂરઃ તાહા - ૧)

આ તો સુખ અને સદ્‌ભાગ્યનો ભંડાર છે, અશુભ અને દુર્ભાગ્યનું સાધન

નથી. એ તદ્દન અશક્ય છે કે કોઈ કોમ અલ્લાહનો કલામ ધરાવતી હોય, છતાં તે બદનામ અને બેઆબરૂ હોય, પરતંત્ર હોય, પગોમાં રગદોળાતી હોય અને ઠોકરે ચડાવવામાં આવતી હોય, જેઓ તેને એવી રીતે હાકે કે જે રીતે જાનવરોને હાંકવામાં આવે છે ! તે કોમનો આવો અંજામ માત્ર ત્યારે જ થાય છે કે જ્યારે તે અલ્લાહના કલામ પર જુલ્મ કરે છે. બની ઇસરાઈલનો અંજામ તમારા સામે છે. તેમના પાસે તૌરાત અને ઈંજિલ મોકલવામાં આવી હતી અને તેમને કહેવામાં આવ્યું હતું કે –

وَلَوْ اَنَّهُمْ اَقَامُوا التَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ وَمَآ اُنْزِلَ اِلَيْهِمْ
مِّنْ رَّبِّهِمْ لَاَكَلُوْا مِنْ فَوْقِهِمْ وَمِنْ تَحْتِ اَرْجُلِهِمْ

"કદાચ, તેમણે તૌરાત અને ઈંજિલ અને તે અન્ય ગ્રંથોને પ્રસ્થાપિત કર્યા હોત, જે તેમના રબ તરફથી તેમના પાસે મોકલવામાં આવ્યા હતા ! આવું કરતા તો તેમના માટે ઉપરથી રોજી વરસતી અને નીચેથી ઉભરાતી." (સૂરઃ માઈદહ, આ. ૬૬)

પરંતુ તેમણે અલ્લાહની કિતાબો ઉપર જુલ્મ કર્યો, જેનું પરિણામ તેમણે એ જોઈ લીધું કે –

وَضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ وَالْمَسْكَنَةُ وَبَآءُوْ بِغَضَبٍ مِّنَ اللّٰهِ
ذٰلِكَ بِاَنَّهُمْ كَانُوْا يَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ وَيَقْتُلُوْنَ النَّبِيّٖنَ بِغَيْرِ
الْحَقِّ ذٰلِكَ بِمَا عَصَوْا وَّكَانُوْا يَعْتَدُوْنَ ۝

"અને નામોશી અને કંગાલિયત તેમના ઉપર છવાઈ ગયાં અને તેઓ અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ગયા. આ પરિણામ હતું તેનું કે તેઓ અલ્લાહની આયતાનો ઇન્કાર કરવા લાગ્યા અને પયગંબરોને નાહક કતલ કરવા લાગ્યા. આ પરિણામ હતું તેમની અવજ્ઞાઓનું અને તે વાતનું કે તેઓ અલ્લાહના કાનૂનની સીમાઓનું ઉલ્લંઘન કર્યે જતા હતા." (સૂર : બકરહ, આ. ૬૧)

તેથી જે કોમ પાસે ખુદાની કિતાબ હોય અને તેમ છતાં તે અપમાનિત, બેઆબરૂ અને પરતંત્ર તથા અશક્ત હોય તો સમજી લેવું કે તે ચોક્કસ અલ્લાહની કિતાબ પર જુલ્મ કરી રહી છે અને તેના પર આ બધી આફતો તે જુલ્મ (અન્યાય)ના પરિણામે જ છે, અલ્લાહના અઝાબ (પ્રકોપ)થી મુક્તિ મેળવવાનો માર્ગ માત્ર એ જ છે કે તેની

કિતાબ પર જુલ્મ કરવાનું છોડી દેવામાં આવે અને તેનો હક અદા કરવાનો હૃદયપૂર્વક પ્રયત્ન કરવામાં આવે. જો તમે આ ગુનાહે-અઝીમ (મહાપાપ)થી અટકશો નહીં, તો તમારી હાલત કદાપિ બદલાવાની નથી; ભલે તમે ગામે-ગામ કૉલેજો ખોલી દો, ભલે તમારા બધા સંતાનો ગ્રેજ્યુએટ થઈ જાય અને ભલે તમે યહૂદીઓની જેમ વ્યાજ ખાઈ-ખાઈને કરોડપતિ કેમ ન બની જાઓ !

## મુસલમાન કોને કહે છે ?

ગૃહસ્થો, દરેક મુસલમાને સૌથી પહેલા જે વાત જાણવી જોઈએ તે એ છે 'મુસલમાન' કહે છે કોને ? અને 'મુસ્લિમ'નો અર્થ શું છે ? જો માણસ ન જાણતો હોય કે માનવતા શું વસ્તુ છે અને માણસ અને પશુમાં શુ તફાવત છે, તો તે પશુની જેમ વર્તશે અને પોતે માણસ હોવાની કદર કરી શકશે નહીં. એવી જ રીતે કોઈ માણસને એ વાતનું જ્ઞાન ન હોય કે મુસલમાન હોવાનો અર્થ શું છે તથા મુસ્લિમ અને બિનમુસ્લિમમાં ફરક શું છે, તો તે બિનમુસ્લિમની જેમ વર્તશે અને પોતે મુસ્લિમ હોવાની કદર કરી શકશે નહીં. આથી દરેક મુસલમાન અને તેના બાળ-બચ્ચાંઓએ જાણી લેવું જોઈએ કે તે પોતાને મુસલમાન કહે છે તેનો અર્થ શું છે, મુસલમાન થતાં જ માણસની હાલતમાં શું ફેરફાર થઈ જાય છે, તેના પર શું-શું જવાબદારીઓ આવી પડે છે અને ઈસ્લામની હદો શું છે, જેના અંદર રહેનાર માણસ મુસલમાન રહે છે અને જેના બહાર ડગલું ભરતાં જ માણસ 'ઈસ્લામ' બહાર થઈ જાય છે, પછી ભલે તે જીભથી પોતાને મુસલમાન કહેતો રહે.

## ઈસ્લામનો અર્થ :

'ઈસ્લામ'નો અર્થ છે, તાબેદારી અને ફરમાંબરદારી. પોતાને અલ્લાહને સુપ્રત કરી દેવું 'ઈસ્લામ' છે. અલ્લાહના મુકાબલામાં પોતાની આઝાદી અને આપખુદીથી હાથ ઉઠાવી લેવું 'ઈસ્લામ' છે. અલ્લાહની બાદશાહી અને હકૂમત આગળ માથું ઝૂકાવી દેવું 'ઈસ્લામ' છે, જે માણસ પોતાના બધા મામલાઓ-વ્યવહારો અલ્લાહના હવાલે કરી દે તે 'મુસલમાન' છે, અને જે પોતાના મામલાઓ પોતાના હાથમાં રાખે અથવા અલ્લાહ સિવાય કોઈ બીજાને હવાલે કરી દે તે મુસલમાન નથી, અલ્લાહના હવાલે અથવા અલ્લાહને સુપ્રત કરી દેવાનો અર્થ એ છે કે અલ્લાહે પોતાની કિતાબ કુર્આન-મજીદ અને પોતાના પ્યારા રસૂલ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લામ દ્વારા જે હિદાયત મોકલી છે, તેને ચૂં-કે-ચાં કર્યા વિના સ્વીકારી લેવામાં આવે અને જિંદગીની ગડમથલમાં જે બાબત પણ સામે આવે, તેમાં કુર્આન અને સુન્નતે્-રસૂલનું અનુસરણ

કરવામાં આવે. જે માણસ પોતાની અક્કલ અને દુનિયાના રીત-રિવાજો અને અલ્લાહના સિવાય બીજા બધાની વાતને પાછળ મૂકી દે અને દરેક મામલામાં શું કરવું તે માત્ર અલ્લાહની કિતાબ અને અલ્લાહના રસૂલથી પૂછે અને ત્યાંથી જે હિદાયત મળે, તેને કોઈપણ આનાકાની વગર માની લે અને તેની વિરુદ્ધ એવી દરેક વસ્તુ રદ કરી દે, તે અને માત્ર તે જ 'મુસલમાન' છે, કારણ કે તેણે પોતાને બિલકુલ અને ખરા અર્થમાં અલ્લાહને સુપ્રત કરી દીધો અને પોતાની જાત સુપ્રત કરી દીધો અને પોતાની જાત સુપ્રત કરી દેનાર જ 'મુસલમાન' છે. આનાથી ઊલ્ટું, જે માણસ કુર્આન અને સુન્નતે રસૂલ મૂકીને મન-ફાવતુ કરે અથવા બાપ-દાદાથી જે કંઈ ચાલ્યું આવતું હોય, તેને અનુસરે અથવા દુનિયામા જે કંઈ થઈ રહ્યું છે તે પ્રમાણે ચાલે અને પોતાના મામલાઓમાં કુર્આન અને સુન્નતથી એ પૂછવાની જરૂર જ ન સમજે કે તેણે શું કરવું જોઈએ ? અથવા તેને જણાઈ આવે કે કુર્આન અને સુન્નતની હિદાયત આ છે, છતાં તેના જવાબમાં કહે કે આ વાત મારી અક્કલમાં આવતી નથી, તેથી હું એને નહીં માનું અથવા બાપ-દાદાથી એની વિરુદ્ધ વર્તન થતું રહ્યું છે, માટે હું એનું અનુસરણ નહીં કરૂં અથવા દુનિયાની રીતભાત એથી જુદી છે, માટે હું એના પર નહીં ચાલું, તો એવો માણસ કદાપિ મુસલમાન નથી, અને જો તે પોતાને મુસલમાન કહેતો હોય, તો તે જૂઠો છે.

## મુસલમાનોના કર્તવ્યો :

તમે જ્યારે કલ્મએ 'લાઈલાહા ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ' પઢો છો અને મુસલમાન હોવાનો એકરાર કરો છો, તે જ વખતે તમે એ વાતનો સ્વીકાર કરો છો કે તમારા માટે કાનૂન માત્ર અલ્લાહનો કાનૂન છે, તમારો હાકેમ માત્ર અલ્લાહ જ છે, તમારે તાબેદારી ફક્ત અલ્લાહની જ કરવાની છે અને તમારે 'હક્ક' (સત્ય) માત્ર તેને જ માનવાનું છે, જેને અલ્લાહની કિતાબ અને તેના રસૂલ 'હક્ક' (સત્ય) કહેતા હોય. આનો અર્થ એ છે કે તમે મુસલમાન થતાં જ અલ્લાહની તરફેણમાં તમારી આઝાદીથી હાથ ઉઠાવી લીધો. હવે તમને એમ કેહવાનો અધિકાર જ નથી રહ્યો કે મારો મત છે, અથવા દુનિયાની પ્રથા આ છે, અથવા કુટુંબનો રિવાજ આ છે, અથવા ફલાણા હઝરત અથવા ફલાણા બુઝુર્ગ આમ ફરમાવે છે. અલ્લાહની કિતાબ અને રસૂલુલ્લાહની સુન્નતના મુકાબલામાં તમે આમાંથી કંઈ કહી શકતા નથી. હવે તમારું કામ એ છે કે દરેક વસ્તુને કુર્આન અને સુન્નત સમક્ષ રજૂ કરો અને જે તેના પ્રમાણે હોય તેને કબૂલ કરી લો અને જે તેનાથી વિરુદ્ધ હોય તેને ઉઠાવી ફેંકી દો, ભલે તે ગમે તેની વાત અથવા ગમે તેનો તરીકો (રીત) હોય. પોતાને મુસલમાન કહેવું અને વળી કુર્આન અને સુન્નત પર પોતાના

વિચારો, દુનિયાની પ્રથાઓ અથવા કોઈપણ માણસના વાણી-વર્તનને સરસાઈ આપવી એ બંને વાતો પરસ્પર વિરોધાભાસી છે. જેવી રીતે કોઈ આંધળો માણસ પોતાને આંખવાળો અને કોઈ નકટો પોતાને નાકવાળો કહી શકતો નથી, તેવી જ રીતે જીવનના બધા વ્યવહારને કુર્આન અને સુન્નતને આધીન કરી દેવાનો ઇન્કાર કરનાર અને અલ્લાહ અને તેના રસૂલના મુકાબલામાં પોતાની અક્કલ, દુનિયાની પ્રથાઓ અથવા કોઈ વ્યક્તિના વાણી-વર્તનને રજૂ કરનાર પોતાને મુસલમાન કહી શકતો નથી.

જે માણસ મુસલમાન રહેવા માગતો ન હોય, તેને કોઈ બળજબરીથી મુસલમાન રાખી શકતો નથી. તેને અધિકાર છે કે પોતાની પસંદગીનો ધર્મ ધારણ કરે અને મરજી મુજબનું નામ રાખી લે. પરંતુ જ્યારે તે પોતાને મુસલમાન કહે છે, ત્યારે તેને ખૂબ સમજી લેવું જોઈએ કે તે ત્યાં સુધી જ મુસલમાન રહી શકે છે, જ્યાં સુધી ઇસ્લામની સરહદમાં રહે. અલ્લાહની કિતાબ અને તેના રસૂલની સુન્નતનો હક્ક (સત્ય) અને સચ્ચાઈનુ ધોરણ માનવું અને તેની વિરુદ્ધ હોય તેવી દરેક વસ્તુને બાતિલ (અસત્ય) સમજવું ઇસ્લામની સરહદ છે. જે આ સરહદમાં રહે, તે જ મુસલમાન છે અને જે આ સરહદ ઓળંગી જાય, તે ઇસ્લામ બહાર થઈ જાય છે અને આમ છતાં તે પોતાને મુસલમાન સમજતો અને મુસલમાન કહેતો હોય, તો તે માત્ર દુનિયાને દગો દે છે, એટલું જ નહીં, બલ્કે પોતાની જાતને ઠગે છે.

وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ ۝

"અલ્લાહે ઉતારેલ હિદાયત મુજબ ફેંસલો ન કરનાર લોકો જ હકીકતમાં કાફિર છે." (સૂરઃ માઇદહ, આ. ૪૪)

બીજા શબ્દોમાં 'અલ્લાહની આજ્ઞા વિરુદ્ધ વર્તનાર કાફિર છે.'



## પ્રકરણ – ૪

# કલ્મએ તૈયિબહનો અર્થ

મુસલમાન ભાઈઓ ! તમે જાણો છો કે મનુષ્ય એક કલ્મો (કથન) પઢીને 'ઇસ્લામ'ના વર્તુળમાં દાખલ થાય છે અને તે કલ્મો પણ કંઈ વધારે લાંબો નથી, માત્ર થોડાં જ શબ્દો છે :

لاإلــــه إلاالله محـــمـــد رســول الله

'લાઈલાહા ઇલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ'. આ શબ્દો જીભ વડે ઉચ્ચારતાં જ મનુષ્ય શું–થી–શું થઈ જાય છે. પહેલાં કાફિર હતો, હવે મુસલમાન બની ગયો. પહેલાં અપવિત્ર હતો, હવે પવિત્ર બની ગયો. પહેલાં ખુદાના ગઝબ (પ્રકોપ)ને પાત્ર હતો, હવે તેનો પ્રિય બની ગયો. પહેલાં દોજખમાં જનાર હતો, હવે જન્નતના દ્વાર તેના માટે ખુલી ગયા. વાત માત્ર આટલેથી જ નથી અટકતી, આ કલ્માના કારણે માણસ માણસ વચ્ચે પણ બહુ મોટો તફાવત થઈ જાય છે. જેઓ આ કલ્મો પઢનારા છે તેઓ એક ઉમ્મત બની જાય છે અને જેઓ ઇન્કાર કરનારા છે, તેઓ બીજી ઉમ્મત (કોમ) બની જાય છે. જો પિતા કલ્મો પઢનાર છે અને પુત્ર તેનો ઇન્કાર કરે છે, તો જાણે પિતા હવે પિતા ન રહ્યો અને પુત્ર, પુત્ર ન રહ્યો. પિતાની મિલ્કતમાંથી હવે તે પુત્રને વારસો નહીં મળે. પારકો માણસ જો કલ્મો પઢનાર હશે અને આ ઘરની છોકરી સાથે વિવાહ કરશે, તો તે અને તેની ઓલાદ આ ઘરની મિલ્કતમાંથી વારસો મેળવશે, પરંતુ ઘરનો જ દીકરો માત્ર એ કારણે પારકો બની જશે કે તે કલ્માને માનતો નથી. જાણે આ કલ્મો એવી વસ્તુ છે, જે પારકાઓને એકબીજાથી મેળવી દે છે અને સ્વજનોને એકબીજાથી દૂર કરી દે છે. અલબત્ત, લોહી અને કુળના સંબંધનું પણ એની સામે કોઈ મહત્વ નથી.

### આટલો મોટો તફાવત કેમ ?

હવે જરા જુઓ કે આટલો મોટો તફાવત મનુષ્ય-મનુષ્ય વચ્ચે આખરે કેમ

થઈ જાય છે ? કલ્માાં આખરે છે શું ? લામ, અલિફ, હે, મીમ, વાવ અને સીન, અને માત્ર એવા થોડાંક અક્ષરો જ ને. આ અક્ષરોને મેળવીને ઉચ્ચારી દેવાથી શું કંઈ જાદુ થઈ જાય છે કે માણસની કાયા આમ પલટાઈ જાય ? શું આટલા જ કામથી માણસ વચ્ચે જમીન, આકાશનો તફાવત થઈ શકે છે ? ભાઈઓ, જરા સમજથી કામ લેશો તો તમારી બુદ્ધિ કહી દેશે કે માત્ર મોઢું ખોલવાથી અને જીભ હલાવીને અમુક શબ્દો બોલી દેવાથી આટલી મોટી અસર થઈ શકતી નથી. મૂર્તિપૂજક મુશ્રિકો તો એમ ખાત્રીપૂર્વક માને છે કે એક મંત્ર ભણી લેવાથી પહાડ હચમચી જશે, પૃથ્વી ફાટી જશે, અને ઝરણા વહેવા માંડશે, ભલે તે મંત્રનો અર્થ કંઈ પણ જાણતો ન હોય, કારણ કે તેઓ માને છે કે બધી અસર માત્ર શબ્દોમાં જ છે, તે જીભથી નીકળ્યા અને ચમત્કારના દરવાજા ખુલી ગયા. પરંતુ 'ઈસ્લામ'માં આ વાત નથી. અહીં મુખ્ય વસ્તુ ભાવાર્થ છે. શબ્દોની અસર અર્થના કારણે છે. જો તેમાં અસર ન હોય અને તે હૃદયમાં ન ઊતરે અને તેના જોરથી તમારા વિચાર-વર્તનમાં પરિવર્તન ન થાય, તો શબ્દો જ માત્ર બોલી દેવાથી કંઈ પણ અસર નહીં થાય.

આ વાત એક દૃષ્ટાંત આપીને સમજાવું. ધારી લો કે તમને ઠંડી લાગે છે અને તમે જીભથી 'રજાઈ, રજાઈ' પોકારવાનું શરૂ કરી દો તો ઠંડી ઊતરશે નહીં. બલે તમે આખી રાતમાં 'રજાઈ, રજાઈ'ની એક લાખ તસ્બીહો-માળાઓ ફેરવી નાખો. હા, જો રજાઈ ઓઢી લેશો તો ઠંડી ઊતરી જશે. ધારી લો કે તમને તરસ લાગી છે. તમે સવારથી સાંજ સુધી 'પાણી, પાણી'ની બૂમો પાડ્યા કરશો, તોય તમારી તરસ છીપશે નહીં. હા, જો પાણીનો એક ઘૂંટ પી લેશો, તો કાળજાની બધી ગરમી એકદમ ઓલવાઈ જશે. ધારી લો કે તમને સળેમખથી તાવ આવી ગયો છે. આ સ્થિતિમાં જો તમે તાવની 'દવા, દવા'ની માળા ફેરવવી શરૂ કરી દેશો, તો તાવ જરા પણ ઓછો નહીં થાય. હા, જો દવા પી જશો, તો તાવ મટી જશે. બસ 'કલ્મએ તૈયિબહ' વિષે પણ આમ જ છે. માત્ર છ-સાત શબ્દો બોલી દેવાથી એટલો મોટો ફરક થઈ જતો નથી કે માણસ કાફિરમાંથી મુસલમાન થઈ જાય, અપવિત્રમાંથી પવિત્ર થઈ જાય, તિરસ્કારાયેલામાંથી માનીતો થઈ જાય, દોજખીમાંથી જન્નતી થઈ જાય, આ ફરક માત્ર એ જ રીતે થશે કે પ્રથમ તો તમે આ શબ્દનો અર્થ સમજો અને તેને પોતાના હૃદયના ઊંડાણમાં ઉતારો, પછી જ્યારે તમે આ શબ્દો ઉચ્ચારો, તો તમને એ વાતનું ખૂબ ભાન હોવું જોઈએ કે અલ્લાહ સામે અને સમસ્ત જગત સમક્ષ તમારી કેટલી મોટી જવાબદારી આવી પડે છે. પછી આમ સમજી લઈને તમે એકરાર કરી લીધો, તો તમારા વિચારો અને તમારા આખા જીવન

પર આ કલ્માનો જ કબજો થઈ જવો જોઈએ. પછી તમારા દિલ-દિમાગમાં એવી કોઈ વાતને સ્થાન મળવું ન જોઈએ, જે આ કલ્માની વિરુદ્ધ હોય. પછી હંમેશ માટે એ નિર્ણય કરી લેવો જોઈએ કે જે વાત આ કલ્માની વિરુદ્ધ છે, તે અસત્ય (બાતિલ) છે અને આ કલ્મો સત્ય (હક્ક) છે. પછી જીવનના બધાં મામલાઓમાં આ કલ્મો તમારો હાકેમ હોવો જોઈએ. આ કલ્માના એકરાર પછી તમે કાફિરોની જેમ આઝાદ નથી રહેતા કે જે ચાહો તે કરો. નહીં, હવે તમે આ કલ્માના પાબંદ છો, તે જે કંઈ કહે તે કરવું પડશે અને જેની તે મનાઈ કરે તે ત્યજી દેવું પડશે. આ જ કલ્મો પઢીને મનુષ્ય 'મુસલમાન' બને છે અને આવી રીતે કલ્મો પઢવાથી મનુષ્ય-મનુષ્ય વચ્ચે આટલો ફરક થઈ જાય છે, જેનું વર્ણન હું ઉપર કરી ગયો છું.

## કલ્માનો અર્થ :

આવો, હવે હું તમને બતાવું કે કલ્માનો અર્થ શું છે અને તેને ઉચ્ચારીને માણસ કઈ વસ્તુનો એકરાર કરે છે અને તે એકરાર કરી લેતાં જ માણસ કઈ વસ્તુનો પાબંદ બની જાય છે.

કલ્માનો અર્થ એ છે કે 'અલ્લાહ' સિવાય કોઈ બીજો ખુદા નથી અને હઝરત મુહમ્મદ સલ્લ. અલ્લાહના રસૂલ (દૂત) છે. 'લાઈલાહા ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ'. આ કલ્મામાં 'ઈલાહ' શબ્દ આવ્યો છે. તેનો અર્થ છે ખુદા, અને ખુદા તેને કહે છે જે માલિક અને હાકેમ હોય અને સર્જનહાર અને પાલક હોય, દુઆ સાંભળનાર અને કબૂલ કરનાર હોય અને ઈબાદતને લાયક હોય. હવે તમે 'લાઈલાહા ઈલ્લલ્લાહ' કહ્યું, એટલે પ્રથમ તો તમે એ વાતનો સ્વીકાર કર્યો કે આ દુનિયા ખુદા વગર બની નથી. એટલું જ નહીં, બલ્કે તેના એકથી વધુ ખુદા પણ નથી. હકીકતમાં દુનિયાનો ખુદા છે અને તે ખુદા એક જ છે અને તે હસ્તી સિવાય ખુદાઈ કોઈની નથી. બીજી વાત, જે તમે કલ્મો પઢતાંની સાથે જ કબૂલ કરી, તે એ છે કે તે જ ખુદા તમારો અને આખા જગતનો માલિક છે. તમારી દરેક વસ્તુ અને જગતની દરેક ચીજ તેની જ છે. સર્જનહાર તે જ છે, રોજી આપનાર તે છે અને જીવન અને મરણ તેના તરફથી છે, સુખ અને દુખ તેના તરફથી છે. જે કંઈ પણ કોઈને મળે છે, તેનો આપનાર ખરી રીતે તે છે અને જે કંઈ પણ કોઈની પાસેથી છીનવી લેવાય છે, તેનો છીનવી લેનાર પણ હકીકતમાં તે જ છે. ડરવું જોઈએ તો તેનાથી, માગવું જોઈએ તો તેના પાસેથી, નમવું જોઈએ તો તેના સામે જ, ઈબાદત અને બંદગી કરવી જોઈએ, તો તેની જ. તેના સિવાય આપણે કોઈના બંદા

અને ગુલામ નથી અને તેના સિવાય કોઈ પણ આપણો હાકેમ અને માલિક નથી. આપણી મૂળ ફરજ એ છે કે તેનો જ હુકમ માનીએ અને તેના જ કાનૂનનું પાલન કરીએ.

## અલ્લાહ સાથે પ્રતિજ્ઞા :

આ વચન અને પ્રતિજ્ઞા છે, જે 'લાઇલાહા ઇલ્લલ્લાહ' કહેતાં જ તમે પોતાના ખુદા સાથે કરો છો અને તે પણ આખી દુનિયાને સાક્ષી રાખીને. એનો ભંગ કરશો તો તમારી જીભ, તમારા હાથ-પગ, તમારું રૂંવાડું રૂંવાડું, જમીન અને આકાશનો એક એક અણુ, જેના સમક્ષ તમે ખોટો એકરાર કર્યો, તમારા વિરુદ્ધ અલ્લાહની અદાલતમાં સાક્ષી આપશે, અને તમે ત્યાં એવી કફોડી હાલતમાં હશો કે તમારો બચાવ રજૂ કરવામાં તમને એક પણ સાક્ષી નહીં મળે, અને તમારા તરફથી બચાવના પુરાવા રજૂ કરવા કોઈ પણ વકીલ કે બેરિસ્ટર ત્યાં નહીં હોય. ઊલટું, દુનિયાની અદાલતમાં કાયદાઓની ઉલટ-પલટ કરનારા વકીલો અને બેરિસ્ટરો પણ ત્યાં તમારા જેમ જ કફોડી દશામાં ઊભા હશે. તે અદાલત તેવી નથી કે ત્યાં તમે ખોટા સાક્ષીઓ અને બનાવટી દસ્તાવેજો રજૂ કરી ખોટો બચાવ કરી લઈને છટકી જઈ શકો. તમારા ગુનાઓ તમે દુનિયાની પોલીસથી છુપાવી શકો છો, અલ્લાહની પોલીસથી છુપાવી શકતા નથી. દુનિયાની પોલીસ લાંચ લઈ શકે છે, અલ્લાહની પોલીસ લાંચ ખાનાર નથી. દુનિયાના સાક્ષીઓ ખોટું બોલી શકે છે, પણ અલ્લાહના સાક્ષીઓ તદ્દન સાચા છે. દુનિયાના હાકેમો અન્યાય કરી શકે છે, પણ ખુદા એવો હાકેમ નથી જે અન્યાય કરે. વળી ખુદા, જે કેદખાનામાં મોકલશે તેમાંથી છટકી જઈને નાસવાનો માર્ગ પણ નથી, તેથી ખુદા સાથે ખોટું કરારનામું કરવું મોટી, બલ્કે સૌથી મોટી મૂર્ખાઈ છે. જે એકરાર કરો છો, તે સારી રીતે સમજી-વિચારીને કરો અને તેને પૂરો કરો, નહીં તો તમારા પર કોઈ બળજબરી નથી કે તમે નાહક જીભથી એકરાર કરી લો. કારણ કે જીભનો એકરાર-માત્ર અર્થહીન છે.

## રસૂલ સલ્લ.ની રહેનુમાઈ (દોરવણી)નો સ્વીકાર :

'લાઇલાહા ઇલ્લલ્લાહ' કહ્યા પછી તમે 'મુહમ્મદુર્રસૂલુલ્લાહ' કહો છો. તેનો અર્થ એ છે કે તમે એ વાત માન્ય કરી દીધી કે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જ એ પયગંબર છે, જેમના દ્વારા અલ્લાહે પોતાનો કાનૂન તમારા પાસે મોકલાવ્યો છે. અલ્લાહને પોતાનો માલિક અને શહેનશાહ માની લીધા પછી એ જાણવું પણ જરૂરી છે કે એ શહેનશાહના ફરમાનો શું છે ? આપણે કયા કામ કરીએ, જેનાથી તે રાજી થાય છે અને કયા કામ ન કરીએ, જેનાથી તે નારાજ થાય છે. કયા કાનૂન પર ચાલવાથી તે

આપણને બક્ષી દેશે અને તેનો ભંગ કરવાથી આપણને સજા કરશે. આ સૌ વાતો બતાવવા માટે ખુદાએ હઝરત મુહમ્મદ સલ્લ.ને પોતાના એલચી નક્કી કરી આપણા પાસે મોકલ્યા. તેમના દ્વારા પોતાની કિતાબ કુર્આન આપણા પાસે મોકલી અને આપ સલ્લ.એ અલ્લાહના હુકમ અનુસાર જિંદગી ગુજારીને આપણને બતાવી દીધું કે મુસલમાને આવી રીતે જીવન જીવવું જોઈએ. જ્યારે તમે મુહમ્મદુર્રસૂલુલ્લાહ (સલ્લ.) કહ્યું તો તમે એકરાર કરી લીધો કે જે કાનૂન અને જે માર્ગ હૂઝૂર સલ્લ.એ બતાવ્યો છે, તે સાચો છે. તમે તેનું જ પાલન અને અનુસરણ કરશો અને જે કાનૂન તેનાથી વિરુદ્ધ છે તેને રદ કરશો. આ એકરાર કર્યા પછી જો તમે હુઝૂર સલ્લ.ના લાવેલા કાયદાઓને મૂકીને દુનિયાના કાયદાઓને માનશો તો તમારા કરતાં વધારે જૂઠો અને બેઈમાન બીજો કોઈ પણ નહીં હોય, કારણ કે તમે આ એકરાર કરીને જ 'ઇસ્લામ'માં દાખલ થયા હતા કે હઝરત મુહમ્મદ સલ્લ.નો જ લાવેલ કાનૂન હક્ક (સત્ય) છે, અને એનું જ તમે અનુસરણ કરશો. આ જ એકરારના કારણે તમે મુસલમાનના ભાઈ બન્યા, એના જ સદકે (પ્રતાપે) તમને તમારા બાપનો વારસો મળ્યો, એના જ કારણે એક મુસલમાન સ્ત્રી સાથે તમારા લગ્ન થયા, એના જ કારણે તમારી ઓલાદ તમારી જાઈઝ ઓલાદ બની, એના જ કારણે તમને એ હક્ક મળ્યો કે તમામ મુસ્લિમો તમારા મદદગાર બને, તમને ઝકાત આપે, તમારા જાન-માલ અને ઇજ્જત-આબરૂના રક્ષણની જવાબદારી ઉપાડે; અને આ બધું હોવા છતાં જો તમે પોતાના એકરારનો ભંગ કરો તો દુનિયામાં આના કરતાં વધુ કઈ બેઈમાની હોઈ શકે ? જો તમે 'લાઇલાહા ઇલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ'નો અર્થ જાણો છો અને સમજી વિચારીને એનો એકરાર કરો છો, તો તમારે દરેક હાલતમાં અલ્લાહના કાનૂનનું પાલન કરવું જોઈએ, ભલે તેના પાલન માટે મજબૂર કરનાર કોઈ પોલીસ કે અદાલત આ દુનિયામાં દેખાતી ન હોય. જે માણસ એમ સમજે છે કે ખુદાની પોલીસ, ફોજ, અદાલત અને જેલ ક્યા પણ મોજૂદ નથી, તેથી તેના કાયદાઓનું ઉલલંઘન કરવું સહેલું નથી અને રાજયની પોલીસ, ફોજ, અદાલત અને જેલ મોજૂદ છે, તેથી તેના કાયદાઓનો અનાદર મુશ્કેલ છે, તેવા માણસ માટે હું સાફ કહું છું કે તે 'લાઇલાહા ઇલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ'નો જૂઠો એકરાર કરે છે અને પોતાના ખુદાને, સમગ્ર જગતને, સૌ મુસલમાનોને અને પોતાની જાતને પણ છેતરે છે.

## સ્વીકારવાની જવાબદારી :

ભાઈઓ અને મિત્રો, હમણાં મેં તમારા સમક્ષ 'કલમએ તૈયિબહ'નો અર્થ વર્ણવ્યો છે, હવે તેના એક બીજા વિભાગ તરફ તમારું ધ્યાન દોરૂં છું.

તમે એકરાર કરો છો કે ખુદા તમારો અને દરેક વસ્તુનો માલિક છે. તેનો અર્થ શું ? તેનો અર્થ એ છે કે તમારો જીવ તમારો નહીં, પણ ખુદાની મિલક્ત છે. તમારા હાથ-પગ તમારા નથી, તમારી આંખો, તમારા કાન અને તમારા શરીરનો એક પણ અવયવ તમારો પોતાનો નથી. આ જમીન જે તમે ખેડો છો, આ જાનવરો જેમના પાસેથી તમે કામ લો છો, આ સાધન-સમગ્રી જેનાથી તમે લાભ ઉઠાવો છો, તેમાંથી કોઈ પણ વસ્તુ તમારી નથી, એ સર્વ ખુદાની મિલકત છે અને ખુદા તરફથી અમાનત રૂપે તમને મળી છે. આ વાતનો એકરાર કર્યા પછી તમને એ કહેવાનો શું હક્ક છે કે આ પ્રાણ અને આ શરીર મારા છે, આ માલ મારો છે અને ફલાણી-ફલાણી વસ્તુ મારી છે. કોઈને માલિક કહેવું અને પછી તેની વસ્તુને પોતાની કહેવું એ તદ્દન બેહૂદી વાત છે. જો તમે અંતઃકરણપૂર્વક માનતા હોવ કે આ તમામ વસ્તુઓનો માલિક ખુદા જ છે, તો તમારા પર આપમેળે જ બે વાતો લાઝિમ (જરૂરી) થઈ જાય છે : એક તો એ છે કે જયારે માલિક ખુદા છે અને તેણે પોતાની મિલ્કત અમાનત રૂપે સોંપી છે, તો માલિકના કહેવા પ્રમાણે જ તમારે એ વસ્તુઓથી કામ લેવું જોઈએ. જો તમે તેમને તેની મરજી વિરુદ્ધ ઉપયોગમાં લો, તો દગો કરો છો. તમે આ હાથ-પગને તેની મરજી વિરુદ્ધ હલાવવાનો હક્ક ધરાવતા નથી. આ આંખ પાસેથી તેની મરજી વિરુદ્ધ જોવાનું કામ લઈ શકતા નથી. તમને આ પેટમાં પણ કોઈ એવી વસ્તુ નાખવાનો હક્ક નથી. તમને જમીનો અને જાગીરો પણ માલિકની ઇચ્છા વિરુદ્ધ કંઈ પણ હક્ક હાંસલ નથી. તમારી પત્નીઓ અને ઓલાદ જેને તમે પોતાના કહો છો, તે એટલા માટે જ તમારા છે કે તે તમારા માલિકે આપ્યા છે. તેથી તેમના સાથે પણ તમારે પોતાની ઇચ્છા મુજબ નહીં, પણ માલિકના હુકમ અનુસાર વર્તન કરવું જોઈએ. જો આની વિરુદ્ધ વર્તશો તો તમે લૂંટારા લેખાશો. જેવી રીતે જમીન ઉપર કબજો કરનારાઓને તમે બેઈમાન કહો છો, એવી જ રીતે ખુદાની આપેલ વસ્તુને પોતાની સમજીને તેનો પોતાની ઇચ્છા પ્રમાણે ઉપયોગ કરશો અથવા માલિક સિવાય કોઈ બીજાની મરજી મુજબ તેનાથી કામ લેશો તો 'બેઈમાની'ની તોહમત (આરોપ) તમારા ઉપર આવશે. જો માલિકની ઇચ્છા અનુસાર વર્તવામાં કંઈ નુકસાન થતું હોય તો થવા દો, જાન જતી હોય તો ભલે જાય, હાથ-પગ ભાંગતા હોય તો ભલે ભાંગે, ઓલાદનું નુકસાન થતું હોય તો ભલે થાય, માલ-મિલ્કત નાશ થતાં હોય તો ભલે થાય, તમને તેનું દુઃખ શા માટે થવું જોઈએ ? જેની વસ્તુ છે, તે ધણી જ જો નુકસાન પસંદ કરતો હોય તો તેને એમ કરવાનો પૂરો હક્ક છે. હા, જો તમે માલિકની મરજી વિરુદ્ધ વર્તો અને તેમાં કંઈ નુકસાન થાય તો નિઃશંક તમે જ ગુનેગાર ગણાશો,

કેમ કે તમે બીજાનો માલ ખરાબ કર્યો. તમને પોતાને તમારી જાન (પ્રાણ) પર અધિકાર નથી. આથી જો માલિકની ઇચ્છા મુજબ પ્રાણ આપશો તો માલિકનો હક્ક અદા કરશો, પણ જો તેની વિરુદ્ધ કામ કરવામાં પ્રાણ આપશો તો તે બેઈમાની થશે.

## ઈસ્લામજ-સ્વીકાર ખુદા પર અહેસાન (ઉપકાર) નથી :

બીજી વાત એ છે કે માલિકે તમને જે વસ્તુ આપી છે, તેનો ઉપયોગ જો માલિકના જ કામમાં કરશો, તો કોઈના પર ઉપકાર નહીં કરો, ન માલિક ઉપર ઉપકાર કરશો કે ન બીજા કોઈ પર. તમે તેના માર્ગમાં કંઈ આપશો અથવા કંઈ સેવા કરશો અથવા પ્રાણનો ભોગ પણ આપશો, જે તમારા સમક્ષ બહુ મોટી વસ્તુ છે તો પણ તમે કોઈના ઉપર ઉપકાર કર્યો નહીં કહેવાય. વધુમાં વધુ તમે જે કંઈ કરશો તે આટલું જ કે માલિકનો જે હક્ક તમારા પર છે તે તમે ચૂકવી આપશો; અને આ તે એવી કઈ વાત છે જેના પર કોઈ ફુલાય અને ગર્વ લે ? કેમ જાણે તેણે કોઈ મોટુ પરાક્રમ કર્યું છે, જેના માટે તેની પ્રશંસા કરવામાં આવે ? યાદ રાખો કે સાચો મુસલમાન માલિકની રાહમાં કંઈ ખર્ચ કરીને અથવા કંઈ સેવા કરીને ફૂલાતો નથી પણ નમ્રતા ધારણ કરે છે. ગર્વ સદ્કાર્યને માટીમાં ભેળવી દે છે. જેણે પ્રશંસાની ઈચ્છા રાખીને કોઈ કામ કર્યું તો તે 'અલ્લાહ' પાસે કોઈ બદલો મેળવવા પાત્ર નથી રહેતો. કારણ કે તેણે તો પોતાના કામનો બદલો આ દુનિયામાં માગી લીધો અને તે તેને મળી પણ ગયો.

## અલ્લાહનો અહેસાન (ઉપકાર) અને આપણી વર્તણૂક :

ભાઈઓ ! આપણા માલિકનો ઉપકાર જુઓ કે પોતાની જ વસ્તુ આપણા પાસેથી લે છે અને વળી કહે છે કે આ વસ્તુ મેં તમારા પાસેથી ખરીદી લીધી છે અને તેનો બદલો આપીશ. અલ્લાહુ અકબર ! આ ઉદારતાની પણ કોઈ હદ છે ! કુરઆનમાં ઈર્શાદ થાય છે કે –

إِنَّ اللَّهَ اشْتَرَىٰ مِنَ الْمُؤْمِنِينَ أَنفُسَهُمْ وَأَمْوَالَهُم بِأَنَّ لَهُمُ الْجَنَّةَ ۚ

"હકીકત એ છે કે અલ્લાહે ઈમાનવાળાઓ પાસેથી તેમના પ્રાણ અને તેમના ધન જન્નતના બદલામાં ખરીદી લીધા છે." (સૂરઃ તૌબા, આ. ૧૧૧)

આ છે માલિકની વર્તણૂક તમારા સાથે ! હવે જરા પોતાનું વર્તન પણ જુઓ !

જે વસ્તુ માલિકે તમને આપી હતી અને જે માલિકે બદલો આપીને તમારા પાસેથી ખરીદી પણ લીધી, તે તમે બીજાઓને વેચો છો, બહુ જ નીચા ભાવે વેચો છો. તેઓ માલિકની ઇચ્છા વિરુદ્ધ તમારા પાસેથી કામ લે છે અને તમે એમ સમજીને તેમની સેવા કરો છો કે જાણે રોજી આપનાર તેઓ જ છે. તમે તમારા મગજ વેચો છો, હાથ-પગ વેચો છો, શરીરની શક્તિઓ વેચો છો અને તે સર્વ કાંઈ વેચો છો, જે ખુદાના બંડખોરો ખરીદવા માગે છે. આથી વધીને દુરાચરણ બીજું હોઈ શકે ? વેચેલી વસ્તુ ફરી વેચવી કાનૂની તેમજ નૈતિક દૃષ્ટિએ ગુનો છે. જગતમાં એવા માણસ ઉપર દગાબાજી અને છળ-કપટનો ખટલો ચલાવી શકાય છે. ત્યારે શું તમે એમ સમજો છો કે ખુદાની અદાલતમાં આના પર મુકદમો ચલાવવામાં નહીં આવે ?



પ્રકરણ — ૫

# કલ્મએ તૈયિબહ અને કલ્મએ ખબીસા

(પવિત્ર અને અપવિત્ર વાણી)

મુસલમાન ભાઈઓ ! પાછલા ખુત્બા (ભાષણ)માં મેં તમને 'કલ્મએ તૈયિબહ' વિષે કંઈક કહ્યું હતુ. આજે એ જ કલ્મા વિશે વધુ ખુલાસો કરીશ, કારણ કે આ કલ્મો જ ઈસ્લામનો પાયો છે. તેના જ દ્વારા માણસ ઈસ્લામમાં દાખલ થાય છે અને જ્યાં સુધી તેને સંપૂર્ણપણે સમજીને પોતાનું જીવન તેને અનુરૂપ ઘડી ન લે, ત્યાં સુધી ખરી રીતે મુસલમાન બની શકતો નથી.

અલ્લાહત્આલાએ આ કલ્માની વ્યાખ્યા પોતાના પવિત્ર ગ્રંથ કુર્આન-મજીદમાં નીચે મુજબ કરી છે :

اَلَمْ تَرَ كَيْفَ ضَرَبَ اللّٰهُ مَثَلًا كَلِمَةً طَيِّبَةً كَشَجَرَةٍ
طَيِّبَةٍ اَصْلُهَا ثَابِتٌ وَّفَرْعُهَا فِى السَّمَآءِ ﴿٢٤﴾ تُؤْتِىْٓ
اُكُلَهَا كُلَّ حِيْنٍ بِاِذْنِ رَبِّهَا ؕ وَيَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ لِلنَّاسِ
لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٢٥﴾ وَمَثَلُ كَلِمَةٍ خَبِيْثَةٍ كَشَجَرَةٍ
خَبِيْثَةِ ۣاجْتُثَّتْ مِنْ فَوْقِ الْاَرْضِ مَا لَهَا مِنْ قَرَارٍ ﴿٢٦﴾
يُثَبِّتُ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ فِى الْحَيٰوةِ الدُّنْيَا
وَفِى الْاٰخِرَةِ ۚ وَيُضِلُّ اللّٰهُ الظّٰلِمِيْنَ ۙۛ وَيَفْعَلُ اللّٰهُ مَا يَشَآءُ ﴿٢٧﴾

"શું તમે જોતા નથી કે અલ્લાહે 'કલ્મએ તૈયબિહ' (પવિત્ર વાત)ને કઈ વસ્તુ

સાથે સરખાવેલ છે ? આનું ઉદાહરણ એવું છે કે જાણે એક ઉચ્ચ જાતનું વૃક્ષ, જેના મૂળ જમીનમાં ઊંડે સુધી જામેલા છે અને શાખાઓ આકાશ સુધી પહોંચેલી છે. દરેક પળે તે પોતાના રબના હુકમથી પોતાના ફળ આપી રહ્યું છે. આ ઉદાહરણો અલ્લાહ એટલા માટે આપે છે કે લોકો તેનાથી બોધ લે. અને 'કલ્મએ ખબીસા' (અપવિત્ર વાત)નું ઉદાહરણ તે ખરાબ પ્રકારના વૃક્ષ જેવું છે, જે જમીનમાંથી ઉખાડી ફેંકી દેવામાં આવે છે, તેના માટે કોઈ સ્થાયિત્વ નથી. અલ્લાહ ઉપર ઈમાન લાવનારાઓને અલ્લાહ એક પાક (પવિત્ર) વચનના આધારે દુનિયા અને આખિરત, બંનેમાં 'કૌલે સાબિત' (દૃઢતા) એનાયત કરે છે અને જુલ્મીઓને અલ્લાહ ભટકાવી દે છે. અલ્લાહને અધિકાર છે જે ચાહે કરે." (સૂરઃ ઇબ્રાહીમ, આ. ૨૪-૨૭)

અર્થાત્, 'કલ્મએ તૈયબિહ' એક સારી જાતના ઝાડ જેવો છે, જેના મૂળ જમીનમાં બહુ જ ઊંડા ઉતરેલા હોય અને જેની ડાળીઓ આકાશ સુધી ફેલાઈ ગઈ હોય અને જે દરેક વખતે પોતાના પરવરદિગારના હુકમથી ફળ આપ્યા જ કરતું હોય. આની વિરુદ્ધ 'કલ્મએ ખબીસા' એટલે બૂરી માન્યતા અને ખોટા વેણ આપમેળે ઊગતા નકામા ઝાડ જેવા છે, જે માત્ર જમીનની ઉપર જ હોય છે અને એક જ ઝાટકામાં મૂળ છોડી દે છે, કારણ કે એના મૂળ ઊંડાણમાં જામેલા હોતાં નથી.

અલ્લાહતઆલાએ આ એવી અનુપમ દલીલ આપી છે કે જો તમે તેના પર વિચાર કરો તો તેમાંથી તમને બહુ મોટો બોધ મળશે. જુઓ, તમારા સામે બંને જાતના દાખલાઓ મોજૂદ છે. એક તો આ આંબાનું ઝાડ છે, કેટલું જામી ગયું છે, કેટલી ઊંચાઈ સુધી ઊગ્યું છે, કેટલી ફેલાયેલી છે તેની ડાળો, કેટલા સરસ આવે છે તેમાં ફળો ? આ વસ્તુ તેને કેમ મળી ? એટલા માટે કે તેની ગોટલી મજબૂત હતી, તેને ઝાડ બનવાનો હક્ક હતો અને તે હક્ક એટલો વાજબી હતો કે જ્યારે તેણે પોતાના હક્કની માગણી કરી તો જમીન, પાણી, હવા, દિવસની ગરમી અને રાતની શીતળતા, ટૂંકમાં દરેક વસ્તુએ તેનો હક્ક કબૂલ રાખ્યો અને જેના પાસેથી તેણે જે કંઈ માગ્યું, તેણે તેને આપ્યું અને એ આવી રીતે તે પોતાના હક્કના આધારે આટલું મોટું ઝાડ બની ગયું અને પોતાના મીઠાં ફળો આપીને તેણે પુરવાર પણ કરી આપ્યું કે તે ખરેખર આવું મોટું ઝાડ બનવાને લાયક પણ હતું અને જમીન તથા આકાશની બધી શક્તિઓએ મળીને તેને સાથ આપ્યો. તેમાં અયોગ્ય કંઈ નથી કર્યું, બલ્કે તેમણે તો એમ કરવું જ જોઈતું હતું, કારણ કે વૃક્ષોને ખોરાક આપવાની, વધારવાની અને પકવવાની જે શક્તિઓ જમીન, પાણી, હવા અને બીજી વસ્તુઓ પાસે છે, તે એટલા માટે તો છે કે સારા વૃક્ષોના ઉપયોગમાં આવે.

આની સરખામણીમાં આ નાના છોડવા અને આપમેળે ઊગતા તણખલાઓ છે. તેમની વિસાત જ શું છે ? માત્ર એક નાનું મૂળ, જેને એક બાળક પણ સહેલાઈથી ઉખેડી શકે છે અને નરમ બોદા એવા કે હવાના એક જ ઝપાટાથી બરબાદ થઈ જાય. હાથ લગાડો તો કાંટાથી તમારી ખબર લઈ નાંખે. ચાખો તો મોઢાનો સ્વાદ પણ બગાડી નાખે. ખુદા જાણે દરરોજ કેટલાયે જન્મે છે અને કેટલાય ઉખેડી નાખવામાં આવે છે. તેમની આ સ્થિતિ શા માટે છે ? એ કારણે કે તેમના પાસે એ બળવાન હક્ક નથી, જે આંબાના વૃક્ષ પાસે છે. જ્યારે ઊંચી જાતના વૃક્ષો નથી હોતા, તો જમીન નકામી પડી પડી કંટાળી જાય છે અને આવા તણખલાઓને સ્થાન આપી દે છે. થોડીક સામગ્રી આપે છે, પરંતુ જમીન અને આકાશની કોઈ પણ વસ્તુ આવા છોડવાઓના હક્ક સ્વીકાર કરવા તૈયાર નથી હોતી, તેથી ન તો જમીન પોતાની અંદર તેના મૂળ ઊંડા ઉતરવા દે છે, ન તો પાણી મોકળા મને ખોરાક આપે છે, ન જ હવા તેનુ ઉદારતાથી પોષણ કરે છે. પછી જ્યારે આટલી નાની વિસાતમાં આવા બિનજરૂરી તણખલાઓ અસ્વાદિષ્ટ, કાંટાળા અને ઝરીલા બનીને ઊભા થાય છે, તો એ ખરેખર પુરવાર થઈ જાય છે કે જમીન અને આકાશની શક્તિઓ આવા તણખલાઓ ઉગાડવા માટે ન હતી. તેમને આટલું જીવન મળ્યું તે પણ ઘણું છે.

આ બે દૃષ્ટાંતોને સામે રાખો અને પછી 'કલ્મએ તૈયિબહ' અને 'કલ્મએ ખબીસા' અર્થાત્ પવિત્ર વાણી અને અપવિત્ર વાણીના તફાવત પર વિચાર કરો.

## કલ્મએ તૈયિબહ શું છે ?

આ 'કલ્મએ તૈયિબહ' શું છે ? એક સાચી વાત છે. એવી સાચી વાત કે દુનિયામાં આનાથી વધારે સાચી વાત કોઈ બીજી શક્ય જ નથી. આખા જગતનો માલિક એક જ ખુદા છે. જમીન અને આકાશની તમામ વસ્તુઓ આ વાતની સાક્ષી પૂરે છે. મનુષ્ય, જાનવર, વૃક્ષ, પથ્થર, રેતીના રજકણો, વહેતી નહેરો, તેજસ્વી સૂર્ય, આ તમામ વસ્તુઓ જે દરેક ઠેકાણે પથરાયેલી છે, તેમાંથી કઈ વસ્તુ છે, જેને અલ્લાહ સિવાય બીજાઓએ પેદા કરી હોય ? જે અલ્લાહ સિવાય કોઈ બીજાની મહેરબાનીથી જીવંત અને સલામત રહી શકે ? જેને અલ્લાહ સિવાય અન્ય કોઈ નષ્ટ કરી શકતું હોય ? જ્યારે આ આખું જગત અલ્લાહે પેદા કર્યું છે અને અલ્લાહની જ મહેરબાનીથી કાયમ છે અને એક જ અલ્લાહ તેનો માલિક અને હાકેમ છે, તો જે વખતે તમે કહેશો કે 'આ જગતમાં એક અલ્લાહ સિવાય બીજા કોઈની ખુદાઈ નથી', તો જમીન અને આકાશની એકે એક વસ્તુ પોકારી ઉઠશે કે 'તે બિલકુલ સાચી વાત

કહી, અમે સૌ તારા કથનની સચ્ચાઈના સાક્ષી છીએ.'

જ્યારે તમે તેના (ખુદા) સમક્ષ માથું નમાવશો, તો વિશ્વની તમામ વસ્તુઓ તમારા સામે ઝૂકી જશે, કારણ કે આ સર્વ વસ્તુઓ પણ તેની જ બંદગી કરે છે. જ્યારે તમે તેના હુકમનું પાલન કરશો, તો જમીન અને આકાશની દરેક વસ્તુ તમારો સાથ આપશે, કારણ કે એ સૌ પણ એ જ ખુદાની આજ્ઞાને આધીન છે. જ્યારે તમે તેના (ખુદાના) માર્ગ પર ચાલશો, ત્યારે તમે એકલા નહીં હોવ, પણ વિશ્વની અગણિત ફોજ તમારા સાથે ચાલશે, કારણ કે આકાશના સૂર્યથી લઈને પૃથ્વીના તુચ્છ અણુ સુદ્ધાં દરેક વસ્તુ એ જ માર્ગે તો ચાલી રહી છે, જ્યારે તમે તેમાં વિશ્વાસ કરશો, ત્યારે તમે કોઈ નાની-સૂની તાકાતમાં વિશ્વાસ નહીં કરો, પણ એક બહુ જ મહાન શક્તિ પર વિશ્વાસ કરશો, જે જમીન અને આકાશના તમામ ખજાનાઓનો માલિક છે. મતલબ કે આ હકીકત પર જ્યારે તમે દૃષ્ટિ નાખશો, તો તમને જણાઈ આવશે કે 'કલ્મએ તૈયિબહ' પર ઈમાન લાવીને જે ઈન્સાન પોતાના જીવનને તેને અનુરૂપ ઘડી લેશે, તો તેને જમીન અને આકાશની સર્વ શક્તિઓ સાથ આપશે, આ દુનિયાથી લઈને બીજી દુનિયા સુધી તે ફૂલતો-ફાલતો જ રહેશે અને નિષ્ફળતા અને નિરાશા એક પળ માટે પણ તેના પાસે નહીં ફરકે. આ જ વસ્તુ અલ્લાહતઆલાએ એમ કહી વર્ણવી છે કે આ કલ્મો એક એવું ઝાડ છે, જેના મૂળ જમીનમાં ઊંડા જામી ગયા છે અને જેની ડાળો આકાશ સુધી ફેલાયેલી છે અને દરેક સમયે તે ખુદાના હુકમથી ફળ આપ્યા કરે છે.

## કલ્મએ ખબીસા શું છે ?

આની સરખામણીમાં 'કલ્મએ ખબીસા' (અપવિત્ર વાણી)ને જુઓ. 'કલ્મએ ખબીસા' શું છે ? એ જ કે આ દુનિયાનો ખુદા નથી અથવા એ કે અલ્લાહ સિવાય બીજા કોઈની પણ ખુદાઈ છે. વિચાર કરો કે આના કરતાં વધુ કોઈ ખોટી અને પાયા વગરની કઈ વાત હોઈ શકે છે ? જમીનની અને આકાશની કોઈ વસ્તુ એની સાક્ષી પૂરે છે ? નાસ્તિક કહે છે કે ખુદા નથી. જમીનની અને આકાશની દરેક વસ્તુ તેને કહે છે કે તું જૂઠો છે. અમને અને તને ખુદાએ જ પેદા કર્યા છે અને એ જ ખુદાએ તને જીભ આપી છે, જેના વડે તું જૂઠી બકવાસ કરી રહ્યો છે. મુશ્રિક કહે છે કે, ખુદાઈમાં બીજા પણ ભાગીદારો છે, બીજાઓ પણ ભરણ-પોષણ કરી શકે છે, બીજાઓ પણ માલિક છે, બીજાઓ પણ કિસ્મત બનાવે છે અને બગાડે છે, બીજાઓ પણ દુઆઓ (પ્રાર્થનાઓ) સાંભળનાર છે, બીજાઓ પણ મુરાદો (માગણીઓ-

ઇચ્છાઓ) પૂરી કરનારા છે, બીજાઓથી પણ ડરવું જોઈએ, (અલ્લાહમાં જેવો વિશ્વાસ રાખવો જોઈએ તેવા) વિશ્વાસને પાત્ર બીજાઓ પણ છે, આ ખુદાઈમાં બીજાઓના હુકમો પણ ચાલી શકે છે અને એ હુકમો બજાવી લાવવા યોગ્ય છે. તેના જવાબમાં જમીન અને આકાશની દરેક વસ્તુ કહે છે કે હે મુશ્રિક ! તું તદ્દન જૂઠ્ઠો છે, એકે એક વાત જે તું કહી રહ્યો છે તે સત્યની વિરુદ્ધ છે. હવે વિચાર કરો કે જે માણસ આવી વાણી ગ્રહણ કરીને તેને અનુરૂપ જિંદગી ગુજારે તે આ અને બીજી દુનિયામાં કેમ ફૂલી-ફાલી શકે છે ? અલ્લાહે આવા લોકોને પોતાની મહેરબાનીથી મહેતલ (ઢીલ) આપી છે અને નિર્વાહનું વચન આપ્યું છે, આથી જ જમીન અને આકાશની શક્તિઓ કોઈને કોઈ રીતે તેનું પોષણ કરશે, જેવી રીતે નકામા છોડવા અને આપમેળે ઊગી નીકળતા રોપાઓને પણ પાળે છે, પરંતુ વિશ્વની કોઈ પણ વસ્તુ તેનો હક્ક કબૂલ રાખીને તેનો સાથ નહીં આપે અને સંપૂર્ણ તાકાત વડે તેની મદદ પણ નહીં કરે. તેની સ્થિતી આપમેળે ઊગી નીકળતા છોડવા જેવી હશે, જેનું ઉદાહરણ હમણાં જ તમારા સમક્ષ આવી ગયું છે.

## પરિણામોનો તફાવત :

આવો જ તફાવત બંનેના ફળોમાં પણ છે. 'કલ્મએ તૈયિબહ' જ્યારે પણ ફળ આપશે, ત્યારે તેમાં મીઠાં અને સ્વાદિષ્ટ ફળો લાગશે. જગતમાં તેના વડે શાંતિ સ્થપાશે. નેકી, સત્ય અને ન્યાયનો વિજય થશે અને દુનિયા તેનાથી લાભ ઉઠાવશે. પરંતુ 'કલ્મએ ખબીસા'ને જેટલો પોષવામાં આવશે, તેમાંથી તેટલી વધુ કાંટાવાળી ડાળો ફૂટશે. તેમાં કડવા ફળો લાગશે. તેની રગેરગમાં ઝેર જ ભરેલું હશે. દુનિયામાં તમારી આંખે જોઈ લો. જ્યાં કુફ્ર, શિર્ક અને નાસ્તિકતાનું બળ છે ત્યાં શું થઈ રહ્યું છે ? મનુષ્યને મનુષ્ય ફાડી ખાવાની તૈયારીઓ કરી રહ્યો છે. વસ્તીઓની વસ્તુઓ વિનાશ કરવાની યોજનાઓ ઘડાઈ રહી છે. ઝેરી ગેસ બની રહ્યા છે અને જહન્નમ (નર્ક)ની જેમ આખી દુનિયાને સળગાવી મારનારા હથિયારો તૈયાર થઈ રહ્યા છે. એક કોમ બીજી કોમનો નાશ કરવાનો અટલ ઇરાદો કરી ચૂકી છે. જે બળવાન છે તે અશક્તને ગુલામ બનાવે છે, માત્ર એટલા જ માટે કે તેના ભાગની રોટી લૂંટીને પોતે ખાઈ જાય અને જે અશક્ત છે તેને લશ્કર, પોલીસ, જેલ અને ફાંસીથી ડરીને રહેવા અને બળવાનોના જુલ્મો સહન કરવાની ફરજ પાડવામાં આવે છે. આ કોમોની આંતરિક સ્થિતિ શું છે ? ચારિત્ર્ય બદથી બદતર છે, જેનાથી શેતાન પણ શરમાય. ઇન્સાન એવા કામ કરી રહ્યો છે, જે જાનવર પણ નથી કરતા. માતાઓ પોતાના બાળકોનો પોતાના હાથે નાશ કરે છે કે રખે ને, તે બાળકો તેમના એશ-આરામમાં ખલેલ નાખે.

પતિ પોતાની પત્નીઓને પોતે બીજાઓની બગલમાં (સોડમાં) આપે છે (જવા દે છે), જેથી કરીને તેમની (અન્ય પુરૂષોની) પત્નીઓ એમની બગલમાં (સોડમાં) આવે. નગ્ન મંડળો સ્થાપવામાં આવે છે, જ્યાં પુરૂષો અને સ્ત્રીઓ જાનવરોની જેમ નગ્ન અવસ્થામાં એક બીજાના સામે ફરે છે. સ્વાર્થ હદથી વધી રહ્યો છે. શ્રીમંતો વ્યાજ લઈને ગરીબોનું લોહી ચૂસે છે. માલદારો ગરીબો પાસેથી એવી રીતે કામ લે છે કે જાણે, તેઓ તેમના ગુલામ છે અને માત્ર તેમની સેવા માટે પેદા થયા છે. ટૂંકમાં આ 'કલ્મએ ખબીસા'થી જે રોપાઓ જન્મ્યા છે, તે કાંટાથી ભરેલા છે અને જે ફળ એમાં આવે છે, તે કડવા અને ઝેરીલા જ હોય છે.

અલ્લાહ તઆલા આ બંને દૃષ્ટાંતો આપ્યા પછી અંતે ફરમાવે છે :

يُثَبِّتُ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا بِالْقَوْلِ الثَّابِتِ فِي الْحَيٰوةِ الدُّنْيَا
وَفِي الْاٰخِرَةِ ۚ وَيُضِلُّ اللّٰهُ الظّٰلِمِيْنَ ۟

"કલ્મએ તૈયિબહ પર જે લોકો ઈમાન લાવશે, તેમને અલ્લાહત્આલા મજબૂત વચન સાથે દુનિયા અને આખિરત (પરલોક)માં મક્કમતા અને દૃઢતા આપશે અને (તેમના વિરુદ્ધ) જાલિમ લોકોના (જેઓ 'કલ્મએ ખબીસા'ને માનશે, અલ્લાહ તેમના) બધાં જ પ્રયત્નોને નિષ્ફળ બનાવશે, (તેઓ કદી કોઈ પણ સારું કાર્ય નહીં કરે, જેથી કરીને આ અને બીજી દુનિયામાં કોઈ સારા ફળ ઉત્પન્ન થાય.)"

(સૂરઃ ઈબ્રાહીમ, આ. ૨૪ થી ૨૭)

## કલ્મો પઢનારા અપમાનિત કેમ ?

ભાઈઓ ! 'કલ્મએ તૈયિબહ' અને 'કલ્મએ ખબીસા' વચ્ચેનો તફાવત અને એ બંનેના પરિણામો તમે સાંભળ્યા. હવે તમે જરૂર એ સવાલ કરશો કે અમે તો 'કલ્મએ તૈયિબહ'ને માનનારા છીએ, તો પછી શું કારણ છે કે અમે ફૂલતા-ફાલતાં નથી, કાફિરો જેઓ 'કલ્મએ ખબીસા'ને માનનારા છે, તેઓ શા માટે ફૂલી-ફાલી રહ્યા છે ?

આનો જવાબ મારા શિરે છે અને તે હું આપીશ. પરંતુ શરત એ છે કે તમારા પૈકી કોઈ પણ શખ્સ મારા જવાબથી માઠું ન લગાડે, બલ્કે પોતાના અંતઃકરણને પૂછે કે મારો જવાબ ખરો છે કે નહીં ?

પ્રથમ તો તમારું એમ કહેવું ખોટું છે કે તમે 'કલ્મએ તૈયિબહ'ને માનો છો, છતાં ઉન્નતિ મેળવતા નથી. 'કલ્મએ તૈયિબહ'ને માનવાનો અર્થ માત્ર જીભથી કલ્મો

પઢવાનો નથી. તેનો અર્થ તો હૃદયથી માનવાનો છે અને માનવું, એ પણ એવી રીતે કે તેના વિરુદ્ધ કોઈ પણ માન્યતા હૃદયમાં ન હોવી કે રહેવી જોઈએ અને તેના વિરુદ્ધ કોઈ પણ કામ તમારાથી થવું ન જોઈએ. ભાઈઓ ! મહેરબાની કરીને મને બતાવો કે શું ખરેખર તમારી સ્થિતિ આવી છે ? 'કલ્મએ તૈયિબહ'થી તદ્દન વિરુદ્ધ એવા કાફિરો અને મુશ્રિકો જેવા સેંકડો વિચારો શું તમારામાં હસ્તી નથી ધરાવતા ? શું મુસલમાનનું માથું બીજાઓ સામે ઝૂકી નથી રહ્યું ? શું મુસલમાનો બીજાથી ડરી નથી રહ્યાં ? શું તેઓ બીજાઓને અન્નદાતા કે રોજી આપનાર નથી સમજતા ? શું તેઓ અલ્લાહના કાનૂનોને ત્યજીને બીજાઓના કાનૂનને હસતા મુખે નથી અનુસરતા ? પોતાને મુસલમાન કહેવડાવનારા શું અદાલતમાં જઈને સાફ-સાફ નથી કહી દેતા કે અમે ઈસ્લામી કાનૂનને નથી માનતા, બલ્કે રસ્મ-રિવાજને માનીએ છીએ ? શું તમારામાં એવા લોકો નથી જેઓ દુનિયાના ફાયદાઓ માટે ખુદાના કાનૂનની કોઈ પણ કલમ તોડતાં જરા પણ અચકાતાં નથી ? શું તમારામાં એવા લોકો નથી, જેમને કાફિરોના ક્રોધનો ભય તો છે પણ અલ્લાહના ક્રોધનો ભય નથી ? જેઓ કાફિરોની કૃપાદૃષ્ટિ મેળવવા માટે બધું કરવા તૈયાર હોય છે, પણ ખુદાની કૃપાદૃષ્ટિ મેળવવા માટે કશું કરવા તૈયાર નથી. તેઓ કાફિરોની હકૂમતને હકૂમત સમજે છે, પણ ખુદાની હકૂમત વિષે તેમને કદી યાદ પણ આવતું નથી કે તે પણ ક્યાંક મોજૂદ છે. શું તમારામાં આવા લોકો મોજૂદ નથી ? કૃપા કરીને બતાવો શું આ હકીકત નથી ? જો હકીકત આ છે તો પછી કયા મોઢે કહો છે કે અમે 'કલ્મએ તૈયિબહ'ને માનનારા છીએ, છતાં પ્રગતિ પામતા નથી ? પ્રથમ ખરા દિલથી ઈમાન લાવો અને 'કલ્મએ તૈયિબહ'ને અનુસરીને જીવનનું ઘડતર તો કરો, અને પછી જો તે ઝાડ પેદા ન થાય, જેના મૂળ જમીનમાં ઊંડા ઊતરી ગયેલા હોય છે અને જે આકાશ સુધી ફેલાઈ જાય છે, તો મઆઝલ્લાહ, મઆઝલ્લાહ, પોતાના ખુદાને ખોટો સમજો કે તેણે તમને ખોટી વાતની ખાત્રી આપી.

## શું કલ્મએ ખબીસાને માનનારા ફૂલી-ફાલી રહ્યાં છે ?

વળી તમારું એમ કહેવું પણ ખોટું છે કે 'કલ્મએ ખબીસા'ને માનનારા ફૂલી-ફાલી રહ્યાં છે. 'કલ્મએ ખબીસા'ને માનનારાઓએ ન તો કદી ઉન્નતિ મેળવી છે, ન આજે મળી રહી છે. તમે દોલતની વૃદ્ધિ, અમન-ચમનના સાધનો અને બાહ્ય આડંબર જોઈને એમ સમજો છો કે તેઓ ફૂલી-ફાલી રહ્યાં છે, પરંતુ તેમના અંતઃકરણને પૂછો કે તેમનામાં એવા કેટલા લોકો છે, જેમણે હૃદયની શાંતિ મેળવી છે ? તેમના ઉપર એશ-

આરામના સાધનો લદાયેલા છે, પરંતુ તેમના દિલોમાં આગની ભઠ્ઠીઓ સળગી રહી છે, જે તેમને કદી પણ ચેન લેવા દેતી નથી. ખુદાના કાનૂનના વિરોધે તેમના ઘરોને દોજખ બનાવી દીધા છે. વર્તમાન-પત્રોમાં જુઓ કે યુરોપ અને અમેરિકામાં આપઘાતના બનાવો કેટલાં સામાન્ય છે. તલાક (છૂટાછેડા)ની સંખ્યા કેટલી વધારે છે. વંશ અને નસ્લ કેવી રીતે ઘટી રહ્યાં અને ઘટાડવામાં આવી રહ્યાં છે. નાપાક રોગોએ કેવી રીતે લાખો માણસોના જીવન બરબાદ કરી નાંખ્યાં છે. જુદા-જુદા સમૂહો વચ્ચે પેટનો ખાડો પૂરવા માટે કેટ-કેટલું ઘર્ષણ થઈ રહ્યું છે. ઈર્ષા, વેર અને દુશ્મની કેવી રીતે એક જ જાતિના માણસોને માંહે-માંહે લડાવી રહ્યાં છે. વૈભવ અને વિલાસે લોકો માટે જીવન કેટલું કડવું બનાવી દીધું છે અને આ માટે શહેરો, જેને લોકો દૂરથી જન્નત (સ્વર્ગ)ને પણ ઈર્ષા ઉપજાવનારા સમજે છે, તેમાં લાખો માણસો કેવું વિકટ જીવન ગુજારી રહ્યાં છે ? શું આ જન્નત છે, જેના પર તમે ઈર્ષાભરી નજર નાખો છો ?

મારા ભાઈઓ ! તમે યાદ રાખો કે ખુદાની વાણી કદી અસત્ય હોઈ શકતી નથી. હકીકતમાં 'કલ્મએ તૈયિબહ' સિવાય બીજો કોઈ પણ કલ્મો નથી, જેને અનુસરીને માંણસ આ દુનિયામાં સુખ-શાંતિ અને આખિરતમાં સફળતા પ્રાપ્ત કરી શકે. તમે જે તરફ ઇચ્છો નજર નાખીને જોઈ લો. આના વિરુદ્ધ કોઈ પણ વસ્તુ તમને ક્યાંય પણ નહીં મળે.



## પ્રકરણ — ૬

# કલ્મએ તૈયિબહ પર ઈમાન લાવવાનો હેતુ

મુસલમાન ભાઈઓ ! આ અગાઉ બે ખુત્બાઓમાં હું તમને 'કલ્મએ તૈયિબહ'નો અર્થ સમજાવી રહ્યો છું. આજે હું એ સવાલ પર વિવેચન કરવા માગું છું કે આ કલ્મા પર ઈમાન લાવવાનો ફાયદો અને તેની જરૂર શું છે.

## દરેક કામનો એક હેતુ છે :

એ તો તમે જાણો છો કે મનુષ્ય કોઈ કામ કરે છે તે કોઈને કોઈ મતલબ અને કોઈને કોઈ લાભ માટે કરે છે. મતલબ વગર, હેતુ વગર અને લાભ વગર કોઈ પણ માણસ કોઈ કામ કરતો નથી. તમે પાણી શા માટે પીઓ છો ? એટલા માટે જ કે તરસ છીપે. જો પાણી પીધા પછી તમારી એ જ સ્થિતિ રહે, જે પાણી પીધા અગાઉ હતી તો તમે કદી પણ પાણી નહીં પીઓ, કારણ કે તે પરિણામ-શૂન્ય અને નિરર્થક કામ થશે. તમે અનાજ શા માટે ખાઓ છો ? એટલા માટે કે ભૂખ દૂર થઈ જાય અને તમારામાં જીવતા રહેવાની શક્તિ જન્મે. અનાજ ખાવાનું અને ન ખાવાનું પરિણામ એક જ હોય તો તમે એમ જ કહેશો કે આ કામ તદ્દન વ્યર્થ છે. બીમારીમાં તમે દવા શા માટે પીઓ છો ? એટલા માટે કે રોગ દૂર થાય અને તંદુરસ્તી પ્રાપ્ત થાય. જો દવા પીધા પછી પણ એવી જ સ્થિતિ રહે જે દવા પીધા અગાઉ હતી, તો તમે એમ જ કહેશો કે આવી દવા પીવી નકામી છે. તમે ખેતીમાં આટલી મહેનત શા માટે કરો છો ? એટલા માટે જ કે અનાજ, ફળ અને શાકભાજી ઉત્પન્ન થાય. જો બીજ વાવ્યા પછી પણ જમીનમાંથી કોઈ વસ્તુ ન ઊગે તો તમે હળ ચલાવવામાં, વાવણી કરવામાં અને પાણી આપવામાં આટલી મહેનત કદી પણ નહીં કરો. મતલબ એ કે તમે દુનિયામાં જે પણ કરો છો, તેમાં જરૂર કોઈને કોઈ હેતુ હોય છે. જો હેતુ પૂરો થાય તો તમે કહો છો, કામ બરાબર થયું અને જો હેતુ પૂરો ન થાય તો તમે કહો છો કે કામ ઠીક ન થયું.

## કલ્મો પઢવાનો હેતુ :

આ વાત ધ્યાનમાં રાખીને મારા એક-એક સવાલનો જવાબ આપતા જાઓ. સૌથી પહેલો સવાલ એ છે કે કલ્મો શા માટે પઢવામાં આવે છે ? આનો જવાબ તમે આ સિવાય કંઈ પણ આપી શકતા નથી કે કલ્મો પઢવાનો હેતુ એ છે કે કાફિરમાં અને મુસલમાનમાં તફાવત પડી જાય. હવે હું પૂછું છું કે તફાવત હોવાનો શો અર્થ છે ? શું એનો મતલબ એ છે કે કાફિરની બે આંખો છે, તો મુસલમાનની ચાર થઈ જાય અથવા કાફિરનું એક માથું છે, તો મુસલમાનના બે માથા થઈ જાય ? આપ કહેશો ના, તેનો અર્થ એ છે કે કાફિર આખિરત (પરલોક)માં ખુદાની રહેમત (દયા)થી વંચિત થઈ જાય છે અને નિષ્ફળ અને નિરાશ રહે છે, જ્યારે મુસલમાનનું પરિણામ એ છે કે ખુદાની ખુશી તેને પ્રાપ્ત થાય છે અને આખિરતમાં સફળ આશાવાદી રહે છે.

## આખિરતની નિષ્ફળતા અને સફળતા :

આ જવાબ તમે બિલકુલ ઠીક આપ્યો. પરંતુ મને એ બતાવો કે આખિરત (પરલોક) શું ચીજ છે ? આખિરતમાં નિષ્ફળતા અને નિરાશાનો મતલબ શું છે ? અને ત્યાં સફળ અને આશાવાદી હોવાનો અર્થ શું છે ? જ્યાં સુધી હું આ વસ્તુને સમજી ન લઉં, આગળ વધી શકતો નથી.

આ સવાલનો જવાબ તમારે આપવાની જરૂર નથી. આનો જવાબ અગાઉથી અપાઈ ચૂક્યો છે કે,

اَلدُّنْيَا مَزْرَعَةُ الْاٰخِرَةِ.

('દુનિયા આખિરતની ખેતી છે.' — હદીસ)

અર્થાત્, દુનિયા અને આખિરત બે જુદી-જુદી વસ્તુ નથી, પરંતુ એક જ કડી છે, જેની શરૂઆત દુનિયા છે અને અંત આખિરત છે. આ બંને વચ્ચે વાવણી અને લણણી જેવો સંબંધ છે. તમે જમીન પર હળ ચલાવો છો, વાવણી કરો છો, પાણી પાઓ છો અને પાક તૈયાર થઈ જાય ત્યાં સુધી તેની સંભાળ રાખો છો. તે પછી તેની લલણી કરીને આખા વરસ સુધી આરામથી ખાઓ છો. તમે જમીનમાં જે ચીજ વાવશો, તેનો જ પાક તૈયાર થશે. ઘઉં વાવશો તો ઘઉં જ ઉત્પન્ન થશે, કાંટાઓ વાવશો તો કાંટા જ લણશો અને જો કંઈ પણ નહીં વાવો તો કંઈ પણ નહીં ઊગે. હળ ચલાવવામાં, બીજ વાવવામાં, પાણી પાવામાં અને ખેતીની રખેવાળી કરવામાં

જે-જે ભૂલો અને બેદરકારી તમારાથી થઈ હશે, તેની બૂરી અસરો લલણી વખતે તમને જણાશે અને જો તમે આ બધા કામ સારી રીતે કર્યા હશે તો તેનો લાભ તમે લણણીના સમયે જ મેળવશો. બિલકુલ આવી જ સ્થિતિ દુનિયા અને આખિરતની પણ છે. દુનિયા એક ખેતર છે. આ ખેતરમાં માણસને એટલા માટે મોકલવામાં આવ્યો છે કે પોતાની મહેનત અને પ્રયત્નથી પાક તૈયાર કરે, આ માટે મનુષ્યને જન્મથી મરણ સુધીનો સમય આપવામાં આવ્યો છે. આ સમય દરમ્યાન જેવો પાક મનુષ્યએ વાવ્યો હશે, તેવો જ પાક બીજા જન્મમાં લણશે. અને જેવા પાકની લલણી કરશે, તેના ઉપર જ આખિરતમાં તેનો નિભાવ રહેશે. જો કોઈએ જીવનભર આ દુનિયાની ખેતીમાં સારા ફળ વાવ્યા હશે અને તેને ખૂબ પાણી પાયું હશે અને તેની સંભાળ રાખી હશે, તો આખિરતના જીવનમાં ડગ માંડતા જ તે પોતાની જાત-મહેનતની કમાણી એક મનોહર ઉપવન અને ભરપૂર બાગના રૂપમાં તૈયાર જોશે અને પછી તેને પોતાના આ બીજા જીવનમાં કંઈ પણ મહેનત કરવી નહીં પડે. બલ્કે જીવનભર દુનિયામાં મહેનત કરીને જે બગીચો તેણે બનાવ્યો હશે, તેના ફળો પર સુખરૂપ જીવન ગુજારશે. આ જ વસ્તુનું નામ 'જન્નત' છે અને આખિરતમાં સફળ થવાનો અર્થ પણ આ જ છે. આથી ઊલ્ટું, જે માણસ આ દુનિયાના જીવનમાં કડવાં ઝેરીલા ફળ અને કાંટા વાવી રહ્યો છે, તેને બીજા જીવનમાં તેવો જ પાક તૈયાર મળશે. ત્યાં પછી ફરી વાર તેને એ તક નહીં મળે કે પોતાની મૂર્ખાઈને સુધારી શકે અને તે ખરાબ પાકને બાળીને બીજો સારો પાક તૈયાર કરી શકે. પછી તેને આખિરતનું આખું જીવન એ જ પાક પર ગુજારવું પડશે, જે તેણે આ દુનિયામા તૈયાર કર્યું હતું. જે કાંટાઓ તેણે વાવ્યા હતા, તેની જ પથારી પર તેણે સુવું પડશે અને જે કડવાં અને ઝેરીલા ફળો તેણે વાવ્યા હતા, તે તેને ખાવા પડશે. આ જ અર્થ છે આખિરતમાં નિષ્ફળ અને નિરાશ થવાનો.

આખિરત (પરલોક)નો ખુલાસો મેં કર્યો છે, એ જ ખુલાસો કુર્આન-શરીફ તેમજ હદીસોથી સાબિત છે. તેથી જણાઈ આવ્યું કે આખિરતના જીવનમાં માણસનું સફળ અથવા નિષ્ફળ થવું અને તેના અંજામનું સારું અથવા નરસું હોવું ખરી રીતે આ દુન્યવી જીવનમાં તેના જ્ઞાન અને અમલના ખરા અને ખોટા હોવાનું જ પરિણામ છે.

## કાફિર અને મુસલમાનના અંજામમાં તફાવત કેમ ?

આ વાત સમજી લેવાથી એ વાત પણ આપમેળે સમજમાં આવી જાય છે કે

મુસલમાન અને કાફિર વચ્ચેનો ફરક વિના કારણે હોતો નથી. વાસ્તવમાં બંનેના અંજામમાં પડતો તફાવત, પરિણામ છે માત્ર તેમની વચ્ચે શરૂઆતના તફાવતનો. જો દુનિયામાં મુસલમાન અને કાફિરના જ્ઞાન અને અમલ વચ્ચે તફાવત નહીં હોય, તો આખિરતમાં પણ બંનેના અંજામમાં તફાવત હોઈ શકતો નથી. એક માણસના જ્ઞાન અને અમલ કાફિર જેવા હોય, છતાં પણ તે બીજી દુનિયામાં પરિણામો ભોગવવાથી બચી જાય, જે એક કાફિરને ભોગવવા પડશે, એવું ક્યારેય પણ બનવાનુ નથી.

## કલમાનો હેતુ — જ્ઞાન અને અમલની સુધારણા :

હવે એ પ્રશ્ન ફરીથી પેદા થાય છે કે કલ્મો પઢવાનો હેતુ શું છે ? અગાઉ તમે આ સવાલનો જવાબ એ આપ્યો હતો કે કલ્મો પઢવાનો હેતુ એ છે કે કાફિર અને મુસલમાનના અંજામ જુદા આવે. હવે આખિરતના અંજામનો જે ખુલાસો તમે સાંભળ્યો છે તે પછી તમારે પોતાના જવાબ પર ફરીથી વિચાર કરવો પડશે. હવે તમારે એમ કહેવું પડશે કે કલ્મો પઢવાનો હેતુ આ દુનિયામાં મનુષ્યના જ્ઞાન અને અમલ સુધારવાનો છે, જેથી બીજી દુનિયામાં તે સારા પરિણામો ભોગવે. આ કલ્મો મનુષ્યને દુનિયામાં એવો બગીચો વાવવાનું શીખવે છે, જેના ફળો આખિરત (પરલોક)માં મળવાના છે. જો માણસ આ કલ્માને માનતો ન હોય, તો તે બગીચો વાવવાની રીત જાણી શકતો નથી. તો પછી બગીચો કેવી રીતે વાવશે અને આખિરતમાં ફળ શાનાં ખાશે ? અને જો માણસ આ કલ્માને જીભ વડે ઉચ્ચારી લે, પરંતુ તેના જ્ઞાન અને અમલ એવા જ રહે, જેવા કાફિરના હોય છે, તો તમારી બુદ્ધિ જ તમને કહેશે કે એવો કલ્મો પઢવાથી કંઈ મળશે નહીં. કોઈ કારણ નથી કે આવા માણસનો અંજામ કોઈ કાફિરના અંજામથી જુદો હોય. જીભથી કલ્મો ઉચ્ચારીને તેણે ખુદા પર કોઈ એવો ઉપકાર નથી કર્યો કે તે બગીચો વાવવાની રીત પણ ન શીખે, બગીચો વાવે પણ નહીં, જીવનભર કાંટા જ વાવ્યા કરે અને છતાં પણ તેને બીજી દુનિયામાં ફળોથી લદાયેલો અને મહેંકતો બગીચો મળી જાય ! હું આગળ ઘણા દૃષ્ટાંતો આપીને સમજાવી ગયો છું કે તેમ, કામ કરવાનું અને ન કરવાનું પરિણામ એક જ હોય, તે કામ વ્યર્થ અને અર્થહીન છે. જે દવા પીવાથી રોગની એ જ સ્થિતિ રહે, જે દવા પીધા અગાઉ હતી તો તે હકીકતમાં દવા જ નથી. તદ્દન એવી જ રીતે કલ્મો પઢનારાના જ્ઞાન અને અમલ એવા જ રહે, જેવા કલ્મો ન પઢનારાના હોય છે, તો આમ કલ્મા પઢવાનો અર્થ કંઈ જ નથી. જ્યારે દુનિયામાં જ કાફિર અને મુસલમાનના જીવનમાં તફાવત ન થયો હોય, તો આખિરતમાં તેમના અંજામમાં તફાવત કેવી રીતે હોઈ શકે છે ?

## કલ્મએ તૈયિબહ કયું જ્ઞાન શીખવે છે ?

હવે એ સવાલ સામે આવે છે કે 'કલ્મએ તૈયિબહ' મનુષ્યને કયું જ્ઞાન શીખવે છે, જેને ગ્રહણ કરવાથી મુસલમાનના વર્તન અને કાફિરના વર્તનમાં તફાવત પડી જાય છે ?

### (૧) અલ્લાહની બંદગી :

જુઓ, પહેલી વાત આ કલ્માથી તમને જણાઈ આવે છે, તે એ છે કે તમે અલ્લાહના બંદા છો અને બીજા કોઈના બંદા નથી. આ વાત જણાઈ આવતા તમારા પર આપમેળે જાહેર થઈ જાય છે કે તમે જેના બંદા છો, તેની જ મરજી અનુસાર તમારે દુનિયામાં કાર્ય કરવું જોઈએ, કારણ કે જો તમે તેની મરજી વિરુદ્ધ જશો, તો તે તમારા માલિક વિરુદ્ધ બંડ થશે.

### (૨) હઝરત મુહમ્મદ સલ્લ.નું અનુસરણ :

આ પછી બીજું જ્ઞાન કલ્માથી એ મળે છે કે હઝરત મુહમ્મદ સલ્લ. અલ્લાહના રસૂલ છે. આ વાતની જાણ થતાં તમારા પર આપ મેળે જાહેર થઈ જાય છે કે અલ્લાહના રસૂલ સલ્લ.એ દુનિયાની ખેતીમાં કાંટા અને ઝેરીલા ફળોના બદલે સુગંધી ફૂલો અને મીઠાં ફળોના બાગ વાવવાની જે રીત શીખવી છે, એ રીતે જ તમારે બગીચો બનાવવો જોઈએ. જો તમે તે માર્ગ પર ચાલશો તો આખિરતમાં તમને સારો પાક મળશે, જો તેના વિરુદ્ધ વર્તશો તો દુનિયામાં કાંટા વાવશો અને આખિરતમાં પણ કાંટા જ લણશો.

## જ્ઞાન પ્રમાણે અમલ પણ હોય :

આ જ્ઞાન મેળવ્યા પછી તમારું વર્તન તમારા જ્ઞાન પ્રમાણે હોવું જરૂરી છે. જો તમને વિશ્વાસ હોય કે એક દિવસ મરવાનું છે અને મૃત્યુ પછી એક બીજું જીવન પણ છે અને એ જીવનમાં તમને એ જ પાક પર તમને ગુજરાન કરવું પડશે, જે તમે આ જીવનમાં તૈયાર કરીને જશો, તો પછી એ અશક્ય છે કે તમે રસૂલ સલ્લ.એ બતાવેલા માર્ગને મૂકીને કોઈ બીજો માર્ગ લઈ શકો. દુનિયામાં તમે ખેતીવાડી શા માટે કરો છો ? એટલા માટે જ કે તમને ખાત્રી છે કે જો ખેતી નહીં થાય તો ભૂખે મરી જવાના. જો તમને આ વાતની ખાત્રી ન હોત અને જો તમે એમ સમજતા હોત કે ખેતી વગર પણ અનાજ ઉત્પન્ન થશે અથવા અનાજ વગર પણ તમે ભૂખથી બચી જશો, તો તમે ખેતીવાડીમાં આટલી મહેનત ન કરત. બસ, આવી જ રીતે પોતાની સ્થિતિ સમજી લો. જે માણસ

જીભથી કહે છે કે હું ખુદાને મારો માલિક અને રસૂલે પાક સલ્લ.ને ખુદાના રસૂલ માનું છું અને આખિરતના જીવનને પણ માનું છું, પરંતુ તેનું વર્તન કુર્આન અને રસૂલ સલ્લ.ની સુન્નત વિરુદ્ધ છે, તેના વિશે સમજી લેજો કે ખરેખર તેનું ઈમાન કમજોર છે. તેને પોતાનું ખેતર નહીં ખેડવાના પરિણામની જેટલી ખાત્રી છે, તેટલી જ ખાત્રી આખિરતમાં પાક તૈયાર ન કરવાના માઠાં પરિણામોની હોય તો તે કદી પણ આ કામમાં ગફલત નહીં કરે. કોઈ પણ માણસ જાણી જોઈને પોતાના માટે કાંટા વાવતો નથી. કાંટા એ જ માણસ વાવે છે કે જેને એ ખાત્રી ન હોય કે જે વસ્તુ વાવી રહ્યો છે, તેમાંથી કાંટા જ ઊગશે અને તે કાંટાઓ તેને જ દુ:ખ આપશે. તમે જાણી જોઈને હાથમાં સળગતા અંગારા નથી ઉઠાવતા, કારણ કે તમને ખાત્રી છે કે તેનાથી બળી જશો. પરંતુ એક બાળક અગ્નિમાં હાથ નાખી દે છે, કારણ કે તેને ખબર નથી કે આનું પરિણામ શું છે ?

